# સદુપદેશ

કર્તા

રતિલાલ ચુનીલાલ દિવાન,

બી. એ., એસ. ટી. સી. ડી



સોલ એજન્ટસ :-

મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ

નાણાવટ—સુરત.

પહેલી આવૃત્તિ સાલ ૧૯૨૫

કિંમત ૦-૧૦-૦

# સદ્દુપદેશ

કર્તા


[illegible]તિલાલ ચુનીલાલ દિવાન,

બી. એ.; એસ. ટી. સી. ડી.



સોલ એજન્ટસ :—

મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ

નાણાવટ—સુરત.

પહેલી આવૃત્તિ     સાલ ૧૯૨૫

કિંમત ૦-૧૦-૦

# પ્રસ્તાવના.

ગુજરાતી સાહિત્યમાં રામાયણ અને મહાભારત નામના ગ્રંથોમાં ઉચ્ચ પ્રકારના પુષ્કળ નૈતિક દૃષ્ટાંતો છે; છતાં ઘણા થોડા માણસોએ એ પુસ્તકો અથથી ઈતિ સુધી વાંચેલા હોય એમ મારા અનુભવમાં આવ્યું છે. તે ઉપરાંત, નીતિને લગતાં કેટલાંક પુસ્તકો અનુવાદ કે સ્વતંત્ર વિચાર રૂપે લખાયાં છે; છતાં, એમ તો નજ કહેવાય કે તે વિષયમાં જોઇએ એટલું વાંચવાને ગુજરાતી સાહિત્ય છે.

નીતિ વાંચનનો શોખ ઉપજે, સદહું વિષયમાં એક પુસ્તકનો ઉમેરો થાય, અને પ્રાથમિક અને માધ્યમિક શાળાઓમાં ભણતાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓને પૂરતી રીતે અસરકારક નિવડે એવાં ઉદાહરણો પૂરાં પડે, તેમજ સામાન્ય વાંચક વર્ગને અવકાશમાં ઉચ્ચ વિચાર તરફ દોરવે એવા ઉદ્દેશથી આ પુસ્તક યોજ્યું છે તેમાં કેટલાક નૈતિક વિષયોની ચૂંટણી કરી છે. જેમ બને તેમ રચનાત્મક વિષયો લીધાછે. સારી બાજુનાજ ઉદાહરણો આપી વિષયોનું દિગદર્શન કરાવવા પ્રયત્ન કર્યોછે. 'બૂરા ન થાઓ', એના કરતાં 'ભલા થાઓ,' એમ કહેવું વધારે સારૂં છે. 'અસત્યને ધિક્કારો', એમ કહેવું તેના કરતાં 'સત્યને ચાહો', એમ કહેવું વધારે ઉચ્ચતર કથન છે. તેથી આ પુસ્તકમાં તેજ પદ્ધતિએ વિષયનું દર્શન કરાવે તેવી વાર્તાઓ આપી છે. આ વાર્તાઓ ચાર પાંચના અપવાદ સિવાય મારી પોતાની નજ કહેવાય. જુદે જુદે સ્થળે એવી વાર્તાઓ ઘણાં પુસ્તકોમાં લખાઈ છે. વાર્તાનું મૂળ વસ્તુ તો અસલ પુસ્તકોમાંથી લીધું છે. તે માટે તેના મૂળ લેખકોનો આભારી છું. તેમાં બોધ અને રસનો સમાવેશ થાય તે માટે યોગ્ય ભાષામાં અનુકૂળ નિવડે તે પ્રમાણે દર્શાવવા મેં પ્રયાસ કર્યો છે. બને ત્યાં લગી ઐતિહાસિક વાર્તાને ખાસ પસંદગી આપી છે. હિંદુસ્તાન દેશને લગતી

સ્થાન આપવામાં આવ્યું છે. દરેક વિષયને અંતે કેટલાક મનનીય સૂત્રો આપ્યાછે. તેમાંના ઘણાં તો મહાન પુરૂષોનાં વચનોછે. તે સર્વને અવતરણ ચિન્હોમાં મૂકેલાં છે. તે દરેક સૂત્ર નીચે તેના લેખકનું નામ મૂકયું નથી; કારણકે સૂત્રને પ્રધાનરૂપ આપી વાંચકની એકાગ્રતા વિષય પરત્વે થભી રહે એવો મારો ઉદ્દેશ છે.

નીતિ વાંચનથી ચારિત્ર કેળવાય છે. પણ સત્ય રીતે મારે રજુ કરવું જોઇએ કે માત્ર નીતિ વાંચનથી કે ભાષણોથી બાળકો કે માણસો નીતિમય બનતાં નથી. તેને માટે તો ઘરમા માબાપ, વડિલ ભાઈ બેન, અને અન્ય સબધીઓ, અને નિશાળમાં શિક્ષકોનું આચારણજ વધારે સચોટ અસરકારક છે. છતાં હુ એટલુ તો માનું છુ કે વાંચતાં વાચતા કોઇકિ નૈતિક ઉચ્ચ ઉદાહરણ કે કોઈ સુદર સૂત્ર જો મગજ ઉપર અનુકૂળ સજોગોમાં અસર કરી દે તો તે જીવનમાં ઘણે દરજ્જે માર્ગદર્શક નિવડે છે અને ઉજ્જવલ જીદગી બનાવી દે છે. આ હેતુથીજ આ પુસ્તકમા વાર્તાઓ વિચારપ્રેરક સૂત્ર સહિત લખી છે.

વાંચકોને આ લઘુ પુસ્તક ઉપયોગી અને મનનીય નિવડે એવી આશા રાખી વિરમુ છું.

તા. ૧૫ ઓકટોબર ૧૯૨૫
સુરત.

રતિલાલ ચુનીલાલ દિવાન

# અનુક્રમણિકા.

## મુખ્ય સૂત્ર.

"આચાર (સારી વર્તણુક) ધર્મનું ચિન્હ છે. તે સદ્ગુણનું લક્ષણ છે. બધા બોધથીયે શ્રેષ્ઠ આચાર છે. આચારમાંથી ધર્મ જન્મે છે; ધર્મ આયુષ્ય બક્ષે છે. આચાર વડે માણસ ઉચ્ચ જીંદગી ગુજારી શકે છે, તે વડેજ આબાદી ભોગવે છે અને તેને પરિણામેજ અહીં તેમજ પરલોકમાં યશસ્વી થાય છે."

મહાભારત.

# શુદ્ધિપત્ર

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૩ | ૫ | મ | × |
| ૪૧ | ૬ | ગારો | મારો |
| ૬૮ | ૨૩ | અને | અને તે |
| ૧૨૮ | ૧૦ | છપમાણી | છપામણી |
| ૧૩૧ | ૧ | થતા | થયા |
| ૭૭ | ૯ | પોતના | પોતાના |
| ૧૫૬ | ૩ | જીવતો | જીવતો |

# સત્ય.

## (૧) સર સૈયદ અહમદખાન.

ઇ. સ. ૧૮૩૦ની સાલમાં દિલ્હીનો બાદશાહ એક દિવસે તેના દરબારમાં બેઠો હતો, અને આબરૂદાર માણસોને બક્ષિશ આપતો હતો. જ્યારે તે બધી બક્ષિશ વહેંચી રહ્યો ત્યારે તેને માલૂમ પડ્યું કે જે યુવાનને તેણે ત્યાં આવવા ફરમાવ્યું હતું તે આવ્યો નહોતો. તે યુવાનનું નામ **સૈયદ અહમદ** હતું.

બાદશાહ ત્યારબાદ દરબાર બરખાસ્ત કરવાની તૈયારીમાં હતો. તે તે ગૃહમાંથી બહાર નીકળી પણ ગયો, એવામાં તેના હજુરીઆએ ખબર કરી કે **સૈયદ અહમદ** હાજર છે. બાદશાહની સાથે તેનો એક મિત્ર હતો. તે **સૈયદ અહમદનો** પિતા થતો હતો. તેના તરફ જોઈ બાદશાહે કહ્યું, "તમારો છોકરો મોડો થયો છે." એમ બોલી તે થોડાંક પગલાં આગળ ચાલ્યો. કંઈક વિચાર આવતાં તે થોભ્યો અને પેલા યુવાનને બોલાવ્યો. તેનો હાથ પકડી તે શા માટે મોડો થયો તેનું કારણ તેણે પૂછ્યું.

તે યુવાને જવાબ દીધો, 'મહેરબાન ખુદાવિંદ, મારે ઉંઘવું જોઈએ તે કરતાં હું વધુ ઉંઘી ગયો. વળી મારો ઘોડો ત્રીસ વર્ષનો થયો છે. તે એવો જોસ્સાવાળો છે કે મને ધાસ્તી લાગી કે જો હું તેને દોડાવીશ તો રખેને તે મને આડે અવળે રસ્તે લઈ જાય; તેથી, ધીમે ધીમે તેને હાંકતો હું આપની હજુરમાં આવી પહોંચ્યો."

દરબારીઓ આ યુવાન તરફ અચંબાથી જોવા લાગ્યા. તેઓ એમ ધારતા હતા કે ખરૂ કારણ તે છુપાવશે. તેમાંના કેટલાકે તેને સત્ય સબબ છુપાવવા ઈશારો પણ કર્યો; તેમ છતાં, તેણે હિમ્મતથી ખરૂંજ કારણ બાદશાહને કહ્યું. તેને સત્ય એવું પ્રિય હતું કે બાદશાહ સમક્ષ પણ તે બોલવા તે પાછો હઠે તેવો નહોતો.

આ સત્ય હકીકત સાંભળી બાદશાહ ખુશ થયો અને તેને મોતીનો હાર અને માથાનો એક મુગટ ભેટ તરિકે આપ્યો. આ જુવાન મરદ પાછળથી **સર સૈયદ અહમદખાન** નામે પ્રસિદ્ધ થયો હતો અને તેણેજ અલિગઢમાં મુસલમાન વિદ્યાર્થીઓ માટે પાઠશાળાનો પાયો નાંખ્યો હતો.

---

## (૨) એક ખુની.

ઈ. સ. ૧૮૮૧ની સાલમાં એક માણસે એક બીજા ગૃહસ્થને અમુક કારણસર મારી નાંખ્યો. પોલીસે તે બાબતની ખબર કાઢતાં ગુન્હેગારને પકડી તેના ઉપર કામ ચલાવ્યું. ત્યાં તેને ફાંસીની સજા ફરમાવવામાં આવી. ફાંસીના થોડા દિવસ અગાઉ તે ગુન્હેગારે અરજ કરી કે "મને મારાં સ્ત્રી અને બાળકોને મળવા રજા આપો; હું પાછો અહીં ચોક્કસ દિવસે આવી પહોંચીશ." આ ઉપરથી તેને એક પોલીસ અમલદાર સાથે પોતાને ગામ મોકલવામાં આવ્યો. તે પોલીસ અમલદાર સરકારી મકાનમાં તે ગામમાં રહ્યો. તેને તે ગુન્હેગારના વચન ઉપર પૂરો ભરોસો હોવાથી તેને એકલા પોતાને ઘેર જવા દીધો. બીજે દિવસે તે ત્યાં આવી પહોંચ્યો નહિ, તેથી એક સિપાઈને તેને ત્યાં તપાસ કરવાને તેણે મોકલ્યો. તેણે ગુન્હેગારની સ્ત્રીને પૂછયું, "તારો ધણી કયાં છે?" તે બાઈએ જવાબ દીધો, "તે તો શહેર તરફ પોતાના કેદખાનામાં જવા ગઈ રાતના ઉપડી ગયા છે." આ સાંભળી પેલો પોલીસ અમલદાર મનમાં બીવા લાગ્યો; પણ તરતજ એવો તાર આવ્યો કે "ગુન્હેગાર શખ્સ પોતાની મેળે કેદખાનામાં હાજર થઈ ગયો છે." જુઓ આ ગુન્હેગારની સચ્ચાઈ. તેણે ખુન કર્યું હતું; છતાં, તેનામાં એવી સત્યતા હતી કે જે બીજા ઘણાં મોટા માણસોમાં પણ નથી.

## (૩) એક સિગ્નલમેન.

ઇ. સ. ૧૯૧૦ના ડીસેમ્બર માસની એક સહવારે પરોઢિયામાં એક આગગાડી લડન સ્ટેશનથી ઉપડી. વરસાદ પુષ્કળ પડતો હતો અને સઘળે અંધકાર છવાઈ રહ્યો હતો. રેલ્વે સડકની તેજ બાજુએ બે એન્જીનો પડી રહ્યા હતાં. સિગ્નલમેન તે ત્યાંથી ખસેડવા તદ્દન ભૂલી ગયો હતો. આગગાડી તો પૂર જોશમાં ત્યાં આવી લાગી અને તેમની સાથે અથડાઈ. આથી એક મોટો અકસ્માત થયો, કેટલાંક માણસો માર્યાં ગયાં, અને આવી રીતે ઘણું નુકસાન થયું.

આખરે તે બાબત તપાસ ચલાવવામાં આવી અને જે સિગ્નલમેન તે વખતે તે રસ્તે નોકરી ઉપર હાજર હતો તેનો પૂરાવો લેવામાં આવ્યો. તે તે દિવસે નવ કલાક થયાં સખ્ત કામ કરતો હતો તેથી થાકી ગયો હતો. "હું માંદો છું," એવું બહાનુ તે કાઢી શકત; પણ, તેણે તેમ કર્યું નહિ. તે બોલ્યો કે "હું તે વખતે તદ્દન તંદુરસ્ત હતો અને બધું કામ કરવાને લાયક હતો. તે એન્જીનો ત્યાં મારા ભૂલી જવાથી પડી રહ્યા હતાં. ગુન્હો મારો છે. જે નુકસાન થયું તે માટે હું બીજા બધા ગૃહસ્થો માફક ઘણોજ દિલગીર છું." આવું સત્ય બોલવાથી તેણે પોતાનું માન બીજાઓ આગળ વધાર્યું.

## (૪) હરિશ્ચંદ્ર.

અસલ સમયમાં અયોધ્યામાં હરિશ્ચંદ્ર નામનો સત્યવાદી રાજા થઈ ગયો. તે હમેશાં સત્યને વળગી રહી પોતાનું બોલેલું વચન પાળતો. એની આવી ખ્યાતિ જાણી વિશ્વામિત્ર રૂષિએ એનું પારખું જોવા વિચાર કર્યો. હરિશ્ચંદ્ર એક મહાયજ્ઞ કરી રહ્યો હતો તે વખતે રૂષિજી ત્યાં જઈ પહોચ્યા. આ અવસરે દાન તો કરવું જોઈએ એવો હરિશ્ચદ્રનો રિવાજ હતો. રૂષિજીએ દાનમાં હરિશ્ચંદ્રના રાજપાટની માંગણી કરી. વિના સંકોચે આખુ રાજ્યપાટ તે સત્યવાદી રાજાએ તે રૂષિજીને અર્પણ કરી દીધું હવે બાકી રહી વિશ્વામિત્રને આપવાની દક્ષિણા. આખું રાજ્ય તો માલમતા સાથે અપાઈ ગયું હતું એટલે દક્ષિણા ક્યાંથી લાવી આપવી જોઈએ એ સવાલ રાજા આગળ ખડો થયો. જ્યારે રૂષિજીએ દક્ષિણા માટે તકાદો કર્યો ત્યારે હરિશ્ચંદ્રે દુઃખો સહન કરી તે આપવા દૃઢ નિશ્ચય કર્યો.

હરિશ્ચંદ્રને તારામતી નામની મહા ગુણિયલ અને સતી પત્ની હતી. તે પણ રાજ્યપાટ છોડી દીધા તેથી ખુશી થઈ, પોતાના પતિ સાથે જવા તૈયાર થઈ. પોતાની સાથે પોતાનો રોહિતાશ્વ નામે પુત્ર હતો તેને લઈ લીધો. હવે હરિશ્ચંદ્ર રાજ્ય બહાર નીકળી ગયો.

શું કરીને પૈસા મેળવી દક્ષિણા આપી દેવી એવો વિચાર નિરંતર હરિશ્ચંદ્રને આવતો. આખરે પોતાની સહચરી તારામતીને વેચીને વિશ્વામિત્રને દક્ષિણા આપવી એવો વિચાર તેને આવ્યો. આ વિચારે તેના હૃદયને છિન્નભિન્ન કરી નાંખ્યું. કલ્પાંત કે

શોકનો સમય નહોતો. બધી વસ્તુનો વિક્રય થાય પણ પોતાની સાધ્વી સતી પત્નીનું વેચાણ કેમ કરાય ? છતાં આ ગડમથલ ન ગણકારતાં, એક બ્રાહ્મણને ત્યાં તેણે તારામતીને વેચી.

હવે તારામતીને લઈ તે બ્રાહ્મણ પોતાને ત્યાં જવા લાગ્યો. તારામતીની સાથે તેનો નાનો પુત્ર રોહિતાશ્વ પણ જવાનો. વિયોગના વિચારે રાજારાણીનાં હૃદય ભરાઈ આવ્યાં. પણ જ્યાં સત્ય રીતે પોતાનું વચન પાળવાની વાત હતી ત્યાં વિલાપ કર્યે શો લાભ ? આખરે તેઓ છૂટાં પડ્યાં.

તારામતીનું વેચાણ તો કર્યું; પણ તેથી કંઈ દક્ષિણા આપવાને માટે પૂરતા પૈસા ન મળ્યા. હરિશ્ચંદ્રે પોતાની જાત પણ આખરે ચંડાળને વેચી. ત્યાં તેને શ્મશાનમાં દરેક મરનાર ઉપર અમુક કર લઈ બાળવા દેવાની રજા આપવાનું કામ સોંપવામાં આવ્યું. તે કામ હરિશ્ચંદ્ર બહુ કાળજીપૂર્વક બજાવતા.

એક વખત તારામતી પોતાના પુત્રને જમીન ઉપર સૂવાડી પોતાના શેઠની વાડીમાં ફૂલ વણતી હતી, તે વખતે એક સર્પ રોહિતાશ્વને કરડ્યો. પુત્ર મરણ પામેલો જોઈ તારામતીએ બહુ કલ્પાંત કર્યું. આખરે પોતાના પુત્રને બાળવા તારામતી શ્મશાન ભૂમિ ઉપર ગઈ. ત્યાં હરિશ્ચંદ્રે નક્કી થયેલો કર આપ્યા પછી તેને બાળવા કહ્યું. તારામતી પાસે ન હતા પૈસા, કે ન હતું કર પતાવવા કંઈ સાધન. તે શરીરે કૃશ થઇ ગઇ હતી. જ્યારે વિલાપ સાંભળતાં હરિશ્ચંદ્રને જણાયું કે આ તો મારી સ્ત્રી વિલાપ કરે છે ત્યારે તેણે પોતાની ઓળખાણ આપી. હવે ધણીધણિ-યાણી બન્ને પુત્રના મરણથી વિલાપ કરવા લાગ્યાં. ચંડાળ શેઠનો કર તો આપવો જોઇએ તેથી તેટલા પૈસા ભીખ માગીને પણ

મેળવી લાવવા તેણે તારામતીને સૂચના કરી. જ્યારે તેટલા પૈસા મળ્યા ત્યારે રોહિતાશ્વને અગ્નિદાહ કરવા જેવો તૈયાર તે થયો કે ઋષિજીએ ત્યાં હાજર થઇ હરિશ્ચંદ્રને તેમ કરતાં અટકાવ્યો. તેની કસોટીમાં હરિશ્ચંદ્રે પોતાનાં વચન, ટેક અને સત્યને અનહદ આફતમાં સપડાતાં છતાં પણ જાળવી રાખ્યાં તેથી તેણે ખુશ થઇ હરિશ્ચંદ્રને આશિરવાદ આપી સૌ સારાવાનાં કર્યાં.

---

## (૫) કર્ણ

જ્યારે કર્ણ જન્મ્યો ત્યારે તેના શરીર આસપાસ એવા પ્રકારનું કુદરતી બખ્તર હતું કે જે કોઈ વસ્તુ વડે ભેદી શકાય તેમ નહોતું. દેવો હમેશા પાંડવોને વિજય મળે તેટલા માટે આતુર રહેતા. તેમને લાગતું કે ભવિષ્યને માટે નિર્માણ થયેલા કર્ણ અને અર્જુન વચ્ચેનાં દ્વંદ્વમાં આવા કુદરતી બખ્તરને પરિણામે કર્ણથી અર્જુન હાર્યો જશે. કર્ણનો એવો નિયમ હતો કે તે પૂર્વ તરફ મ્હોં કરી વેદનો અભ્યાસ સહવારથી બપોરના મધ્યાન્હ સુધી કરતો, અને તે દરમ્યાન જે કોઈ તેની પાસે માગણી કરતું તે તેને ચોક્કસ આપતો. એક દિવસે ઇંદ્રે વૃદ્ધ બ્રાહ્મણનો વેષ ધારણ કર્યો અને જ્યાં કર્ણ વેદનો અભ્યાસ કરતો હતો ત્યાં તે આવી પહોચ્યા. તેણે એક યાચના કબૂલ રાખવા વિનંતિ કરી. કર્ણે કહ્યું કે 'મારાથી બનશે તો તે ચોક્કસ આપીશ.' ઇંદ્ર બોલ્યા, "તારા શરીર ઉપર જે કુદરતી બખ્તર છે તે આપ". આ સાંભળી કર્ણ બોલ્યો, 'હું ધારૂં છું કે તું બ્રાહ્મણ નથી. તું ઇંદ્ર છે અને પાંડવોને મદદ કરવા માગે છે. ખરૂં જોતાં, તું મારી જીંદગીજ માગે છે; બલ્કે તેથીયે વિશેષ મારે અર્જુન ઉપર જીત મેળવવાની જે ઇચ્છા છે તે તું નષ્ટ કરે છે; ભલે. હું મારા બોલેલા શબ્દો પાળીશ. હું અસત્યનો માર્ગ સ્વીકારીશ નહિ". એટલું કહી તેણે પોતાના કુદરતી બખ્તરના એક પછી એક ટૂકડા કાઢી ઇંદ્રને સોંપ્યા. કર્ણે અર્જુન ઉપર તે બખ્તર વડે ફતેહ મેળવી હોત તેના કરતાંયે વિશેષ કીર્તિ આ પોતાના સત્ય વચનને વળગી રહેવાથી પ્રાપ્ત કરી.

પોતાના બોલેલા વચનો પાળવા મહાન પુરૂષો કેટલું દુઃખ ખમે છે તેમજ કેટલો જબરો ત્યાગ કરે છે, તે કર્ણના ઉદાહરણથી નજરે આવશે.

# (મનનીય સૂત્રો)

૧ "માણુસ રાખી શકે એવી ઉંચા પ્રકારની વસ્તુ તે સત્ય છે."

૨ "સત્યને છોડીને આડે રસ્તે ચાલવું એ ઉપરથી એવી સાબિતી મળે છે કે માણુસ પહેલાં ઈશ્વરની અવગણુના કરે છે, અને પછી બીજા માણુસથી તે બીએ છે.

૩ ખોટાં ત્રાજવાં રાખવાં એ પરમેશ્વરને કંટાળો ઉપજાવે એવી બાબત છે; પરંતુ, ખરૂં તોલ આપવું એમાં તેને આનંદ થાય છે.

૪ "ગમે તેમ થાઓ પણુ આ વાત લક્ષમાં રાખજે. હમેશાં સત્યવાદી–સાચવટ ચાહનારો રહેજે."

૫ જો તમારૂં કૃત્ય ખોટું હોય તો તમે તમારા પોતાના વર્તનથી શરમાઓ એ બરાબર છે; પરંતુ તે કબૂલ કરવાને કદી શરમાશો નહિ.

૬ સત્યને ખાતર જીવ પણુ જતો કરવો.

૭ સત્યમાં દરેક સદ્ગુણુનો વાસો છે.

૮ ગમે તેટલાં દુઃખો પડતાં, જે સત્યને વળગી રહે છે તે વિજયમાળા પહેરે છે.

૯ સત્યનો પ્રકાશ એવો હોય છે કે તેને હરામખોરો લાંબો વખત સહી શકતા નથી.

૧૦ સત્ય એજ પ્રભુપરાયણુતા.

# હિમ્મત.

## ( ૧ ) બિભીષણ.

**રાવણ સીતાનું** હરણ કરી ગયો ત્યાર બાદ તેણે સીતાને એક વાડીમાં આવેલા સુંદર મહેલમાં રાખી. સીતા તેમ છતાં ઘણા દિલગીર રહેતાં અને વારંવાર આંસુ પાડતાં; કારણ કે, તે પોતાના વ્હાલા **રામથી** આવી રીતે છૂટા પડયાં હતાં.

પ્રતાપી **રામે સીતાની** ચારે બાજુએ ખબર કઢાવી, ત્યારે **હનુમાનજી** એવી ભાળ લાવ્યા કે **સીતા** એક કેદી તરીકે લંકામાં જીંદગી ગાળે છે. આ સાંભળી **રામ** અને તેમના ભાઈ **લક્ષ્મણ** પોતાના વાંદર લશ્કર સહિત **લંકા** જવા ઉપડ્યા.

જ્યારે **રાવણે રામના** આવ્યાના સમાચાર સાંભળ્યા ત્યારે તે મનમાં ગભરાવા લાગ્યો, અને પોતાના દરબારીઓની સલાહ લેવા લાગ્યો. તેના કેટલાક ખુશામદીઆઓ કહેવા લાગ્યા, "મહારાજા, આપે દેવ તેમજ દાનવોને વશ કર્યા છે, આપ વિશ્વના મહાન રાજા છો; આપ તો રામ અને તેના લશ્કરને સહેલાઈથી મારી હઠાવી શકશો, આપે ધાસ્તી રાખવાની જરૂરજ નથી."

જ્યારે તે ખુશામદીઆ દરબારીઓ ગયા ત્યારે રાવણનો ભાઈ **બિભીષણ** તેની કને આવ્યો, અને કહેવા લાગ્યો કે "હે ભાઈ, શ્રી રામને તેમની **સીતા** પાછી સોંપ. જા, તેમને પગે પડ. તેઓ તને માફી બક્ષશે. બહુ મગરૂર, તેમ ઉદ્ધત ન બન. સીતા બીજાની સ્ત્રી છે, તેને તારે રાખવી ગેર કાયદેસર છે. જો તું સુખી રહેવા માગતો હોય તો સીતાને પાછી આપી આવ."

**માલ્યાવન** નામનો એક ડાહ્યો પુરૂષ ત્યાં હાજર હતો. તેણે બિભીષણના શબ્દોને ટેકો આપ્યો, અને કહ્યું કે "તમારા ભાઈની સાચી સલાહ ધ્યાનમાં લો."

આ સાંભળી **રાવણ** એટલો તો ગુસ્સે થયો કે તેનો ચ્હેરો જોઈ **માલ્યાવન** તો ત્યાંથી નાસીજ ગયો, પણ બિભીષણ તો ત્યાંજ હિમ્મત રાખી ઉભો રહ્યો, અને કહેવા લાગ્યો કે 'હે રાજા, દરેક માણસના હૃદયમાં ડહાપણ તેમજ મૂર્ખાઈનો વાસ છે; જો તે ડહાપણથી વર્તે છે તો સૌ સારાવાનાં થાય છે; મૂર્ખાઈથી વર્તવાથી તે દુઃખી થાય છે. મને લાગે છે કે, હે ભાઈ, તારા દિલમાં મૂર્ખાઈએ વાસ કર્યો છે; કારણ કે તું ડાહ્યા પુરૂષોની શિખામણ માનતો નથી, અને મૂર્ખો કહે છે તે પ્રમાણે વર્તવા તૈયાર થયેલો છે."

આ સાંભળી રાવણના ક્રોધનો પાર રહ્યો નહિ. તે બોલ્યો કે "હે મૂર્ખ, તું પણ મારો શત્રુ છે. મૂખ માફક બકવાટ નહિ કર. હું દરેક શત્રુને જીતી શકું તેમ છું. મારે રામથી કંઈ બીવાની જરૂર નથી." આટલું બોલી, તેણે પોતાના ભાઈ બિભીષણને લાત મારી કાઢી મૂક્યો.

બિભીષણ દિલગીર થઇ ગયો. કોઈપણ જાતની બીક રાખ્યા શિવાય તે સાચી હકીકત અને સલાહ પોતાના ભાઇને કહેતાં ડગ્યોજ નહિ. ખરી સલાહ આપતાં પણ હિમ્મતની કેટલી જરૂર છે તે તમે હવે સમજી શકશો.

## (૨) માર્ટિન લ્યુથર.

**માર્ટિન લ્યુથર** નામનો **જર્મનીમાં** એક સાધુ હતો. તેના સમય પહેલાં **પોપ** ધર્માચાર્યની સત્તા લોકોમાં અને ત્યાંના રાજા અને સરદારોમાં ઘણે દરજ્જે ઘુસી ગઈ હતી. તેઓ ખોટી રીતે ચાલતા હતા, અને **પોપ** જે પ્રમાણે ઉપદેશ કરતો તેમ કરતા હતા. લ્યુથરને આવી ભૂંડી સ્થિતિ પસંદ પડી નહિ, અને તેણે ધર્મને ખાતર પોપ ધર્માચાર્યની સામા થવા વિચાર કર્યો.

જે દિવસથી તે તેની સામા થયો, તે દિવસથી દરરોજ તેનું શિર જોખમમાં હતું. "એક પાસ રામ અને બીજી પાસ ગામ," એવી ભય ભરેલી તેની સ્થિતિ હતી. તેના ઉપર ધર્મદ્રોહનું તહોમત મૂકવામાં આવ્યું. તેનો જવાબ દેવાને માટે શહેનશાહે તેને **વર્મ્સમાં** હાજર રહેવા ફરમાન મોકલ્યું. લ્યુથરે જાતે ત્યાં જઈ જવાબ આપવાનો નિશ્ચય કર્યો. તેના મિત્રોએ તેને ઘણું સમજાવ્યું કે, જો તમે જાતે જશો, તો તમારો જીવ ખોશો, માટે તમારે નાસી જવું. તેણે ઉત્તર વાળ્યો કે, "ના, ના, છાપરા ઉપર જેટલાં નળીઆં છે તે કરતા ત્રણગણા શેતાન ત્યાં એકઠા થયા હશે, તોપણ હું તો ત્યાં જવાનોજ." વળી કોઈએ તેને કહ્યું કે "અમુક જયોર્જ નામનો સરદાર તમારો કટ્ટો શત્રુ છે, માટે ત્યાં ન જાઓ." તેના જવાબમાં તે બોલ્યો કે "કદાચ તેવા જયોર્જની નવ દીવસ સુધી હેલી વરસ્યા કરે, એટલા બધા તે હોય, તોપણ હું તો જઈશજ.'

લ્યુથરે પોતાનો બોલ પાળ્યો. તેણે જોખમ ભરેલી મુસાફરી શરૂ કરી. તેણે જેવાં **વર્મ્સ** શહેરના મિનારા જોયા કે તરતજ પોતાનું ધર્મગીત કે જે તેણે એજ દિવસ પહેલાં

રાગમાં બેસાડયું હતું તે ગાવા માંડયું. રાજસભા મળે તે પહેલાં એક ઘરડા સિપાઈએ લ્યુથરના ખભા ઉપર હાથ મૂકી કહ્યું, "ભલા સાધુ, ભલા સંત, તું શું કરે છે તે વિચાર; અમે સિપાઈ લોકો આજ સુધી જે લડાઈ લડી ચૂક્યા છીએ, તે કરતાં તું વધારે ઝનુની લડાઈ માથે વ્હોરી લે છે." તે સિપાઈને તેણે એટલોજ જવાબ દીધો કે "હું ધર્મશાસ્ત્ર અને મારા અંતર્યામી ઉપર આધાર રાખું છું; અને તેને આધારે ઉભા રહેવાનો મારો દ્રઢ વિચાર છે."

રાજસભામાં લ્યુથરે ઘણી હિમ્મતથી પોતાનો બચાવ કર્યો. તેણે ઘણા પૂરાવા સાથે પોતાનો ધર્મમત સાબિત કરી આપ્યો. આખરે શહેનશાહે તેને તેના સિદ્ધાંતો અને વચનો પાછા ખેંચી લેવા ફરમાવ્યું, ત્યારે તેણે દ્રઢતાથી ઉત્તર આપ્યો, "રાજાધિરાજ, ધર્મશાસ્ત્રના પૂરાવાથી અગર બીજા પ્રત્યક્ષ પૂરાવાથી મારી ભૂલની મને ખાત્રી નહિ કરી આપો, ત્યાં સુધી હું મારા સિદ્ધાંત ફેરવી શકતો નથી અને ફેરવવાનો પણ નથીજ; કારણકે આપણે સર્વેએ આપણા અંતર્યામીની આજ્ઞાથી ઉલટું કરવું નહિ જોઈએ. એજ મારો સિદ્ધાંત અને એજ મારો નિશ્ચય. આ હું અહીં ઉભો છું. પ્રભુ મને સહાય થાઓ. મારે મારી ફરજ બજાવવાની છે. રાજાઓની સત્તા કરતાં એ ઉચ્ચતર સત્તાને મારે આધીન થવું જોઈએ." એમ બોલી તે પોતાનું કર્તવ્ય હિમ્મત બતાવી જીંદગીના જોખમે પણ કરતો રહ્યો.

---

## ( ૩ ) એક મજૂર

ઇ. સ. ૧૯૧૦ની સાલના એક દિવસની સાંજે હેમ્પશા-ચરના એક સ્ટેશને બધા માણસો આગગાડીની રાહ જોતા ઉભા હતા. એટલામાં આગગાડી દૂરથી દેખાઈ અને પૂર જોશથી સ્ટેશનનાં યાર્ડમાં આવી પહોંચી. જ્યારે આગગાડી પ્લેટફૉર્મની લગભગ આવી લાગી, તે વખતે એક ચાર વર્ષનુ બાળક પ્લેટ ફૉર્મ ઉપરથી લાઇન ઉપર ગબડી પડયું. ત્યાં ઉભેલા લોકો એકદમ ગાભરા બની ગયા અને બૂમાબૂમ પાડવા લાગ્યા. તેજ વખતે ચાળીશ વર્ષનો એક મજૂર એક નાની હાથગાડી ઉપર થોડો સામાન લઇને જતો હતો. તેણે આ જોયું કે તરતજ પોતાનું કામ પડતું મૂકયું અને એકદમ રેલ્વે સડક ઉપર કૂદી પડયો. તે બાળકને હાથથી પકડી તરતજ સડકની બીજી બાજુએ તે નીકળી ગયો; તેજ વખતે તેના કોટના ભાગને એંજીન લાગ્યું, પણ તેથી તેને કંઇ ઇજા થઇ નહિ. કેવો ઉમદો બચાવ ! કેવી હિમ્મત ! પોતાના જીવને જોખમે પણ તે મજૂરે તે બાળક બચાવવા હિમ્મત ધરી. લોકો ખુશખુશ થઇ ગયા. તે બાળકનાં માબાપ હર્ષઘેલા થઇ ગયાં. પણ તે મજૂર તો તરતજ પોતાની હાથગાડીને આગળ ધકેલતો માંહેનો માલ બીજે છેડે લઇ ગયો. તે લોકોના વખાણ સાંભળવા પણ થોભ્યો નહિ.

---

## ( ૪ ) એક મોચી

ઇ. સ. ૧૯૧૧ના એપ્રિલ માસમાં એક ગામમાં એક વખાર સળગી ઉઠી. આગ એવી જોશભેર હતી કે આખું મકાન લગભગ સળગી ઉઠયું, ઉપરના ભાગમાં રસ્તાથી લગભગ ચાળીશ ફુટની ઉંચાઈની બારીએથી એક છોકરી મદદ માટે બૂમો પાડવા લાગી; પણ, ત્યાં જવાની હિમ્મત કોઈની ચાલી નહિ. તે છોકરીની ઘણી બૂમો સાંભળી નીચે ઉભેલા માણસોમાં એક મોચી હતો તેણે હિમ્મત ધરી. તે છોકરીને બચાવવા માટે એક લોઢાના ઉંચા થાંભલા ઉપર તે ચઢી ગયો, અને લગભગ બારી નજીક જઈ પહોંચ્યો. તેણે તે છોકરીને પોતાને ગળે સખ્ત બાઝી લટકી પડવા કહ્યું. છોકરીએ તેમ કર્યું કે તરતજ તે મોચી થાંભલા પરથી નીચે ધીમે ધીમે સરી આવ્યો. લોકોએ તેને વધાવી લીધો અને તેની હિમ્મતના ઘણાં વખાણ કર્યાં.

---

## (૫) વિરમતી.

ટુકટોડાના ચાવડા **રાજજીને** એક **વિરમતી** નામે છોકરી હતી. તેને યુદ્ધકળામાં તેના પિતાએ ઠીક તાલીમ આપી હતી.

**ઉદયાદિત્ય** નામના રાજાને બે સ્ત્રી હતી. એક **વાઘેલી** અને બીજી **સોલંકી.** પહેલી માનીતી હતી અને બીજી અણમાનીતી. સોલંકીને જગદેવ નામનો પુત્ર હતો અને તેનું લગ્ન વિરમતી વેરે થયું હતું.

**જગદેવ** અણમાનીતીનો પુત્ર હોવાથી પિતાનો પ્રેમ તેના ઉપર ન હતો; તેથી, એક દિવસ તે પોતાની માતાની રજા મેળવી, પોતાના બાપનું રાજ્ય છોડી, બીજે સ્થળે જઈ જીંદગી ગુજારવા વિચાર કરી ચાલી ગયો.

રસ્તે થાક લાગવાથી જગદેવ ટુકટોડાની બહાર આવેલી વાડીમાં શરીરને આરામ આપવા સૂનો. આ વાતની ખબર વિરમતીને પડી તેથી તે ત્યાં આવી જગદેવને આગ્રહ કરવા લાગી કે "મને પણ આપની સાથે લો. હું સર્વ આપત્તિ આપની સાથે સહન કરી શકીશ." **જગદેવે વિરમતીને** સાથે લઈ આગળ જવા માંડયું.

**જગદેવ** પાટણ જવા માંગતો હતો. ત્યાં જઈ તે કંઈ નોકરી શોધવા ઈરાદો રાખતો હતો.

ટુકવાડાથી **પાટણ** જવાના બે રસ્તા હતા. એક લાંબો અને બીજો ટૂંકો. જગદેવે ટૂંકે રસ્તે જવાનો વિચાર રાખ્યો. તે રસ્તે વાઘ વરૂ અને ભયંકર જાનવરની ધાસ્તી હતી. થોડેક અંતરે તે રસ્તે તેઓ ઘોડેસ્વાર થઇ ગયાં તો નહિ હશે એટલામાં એક વિક્રાળ

વાઘણુ જગદેવ તરફ ધસી આવી. જગદેવે તરતજ એક તીર માર્યું. તે તેને માથામાં લાગ્યું અને આરપાર નીકળી ગયું. વાઘણુ આથી વિશેષ છંછેડાઇ અને ક્રોધ કરી જગદેવના ઘોડા ઉપર તેણે તરાપ મારી. જગદેવ પોતાના મ્યાનમાંથી તલવાર કાઢતો હતો એટલામાં તો તેની જીંદગી પૂર જોખમમાં જોઈ વિરમતીએ એક તીર જલદી હિમ્મતથી સમયસૂચકતા વાપરી વાઘણુના માથામાં માર્યું. તીર ખરેખર જીવલેણુ નિવડયું અને વાઘણુ તરતજ મરણુ પામી. પોતાની સ્ત્રીની આવી હિમ્મત અને બહાદુરી જોઇ જગદેવ રાજીરાજી થઇ ગયો.

ધન્ય છે આવી હિમ્મતવાન સ્ત્રીને !

•

---

## (મનનીય સૂત્રો)

૧ "ભયનો અનાદર કરવો એ હિંમત નથી, પણ બહાદુરીથી તેની સામે થવું એ હિંમત ગણાય છે."

૨ "ઉંચા કામો આદરો, ધારી પુરૂષ-પ્રયત્ન,
ત્યાંથી નવ પાછો ફરો, છો વ્હે લોહી-નીક;"

૩ "સૌ જે છે, છે તેજ તું, ન્યૂનાધિક નહિ લેશ;
શૌર્ય વળી અંકિત છે, સ્વભાવ તારો બેશ."

૪ જે બહાદુર નર છે તે કદી પાછો હઠતો નથી.

૫ હાંસી થશે એ વિચારથી ડરશો નહિ. ખોટી શરમને લીધે કામ કરવામાં આચકા ખાતા નહિ.

૬ ડરકણ માણસો પોતાનુ ખરૂં મોત આવે છે તે પહેલાં ઘણીવાર મરી જાય છે; શૂરવીર પુરૂષ તો એકજ વખત મરે છે.

૭ "જો તું સત્યનું શિક્ષણ આપવા ઇચ્છતો હોય તો તારે જાતે હિંમતવાન થવું જોઈએ; તારી રહેણી કરણી સત્ય રાખીશ તો તારૂં જીવન નમુનેદાર બની રહેશે."

૮ "સ્ત્રીવર્ગમાં તથા પુરૂષવર્ગમાં જે લક્ષણથી તેમની ઉત્તમોત્તમ સ્થિતિ ગણાય, તે નીતિની હિમ્મત સમજવી; સાચી વાત ખોળી કાઢવાની અને તેજ કહેવાની હિમ્મત; વાજબી કામ કરવાની હિમ્મત; પ્રમાણિક થવાની હિમ્મત; લાલચની સામે થવાની હિમ્મત; પોતાનો ધર્મ બજાવવાની હિમ્મત; જો સ્ત્રી પુરૂષોમાં આ સદ્ગુણ ન હોય તો, બીજા કોઈ પણ સદ્ગુણનું રક્ષણ કરવાની ખાત્રી ભરેલી જામિનગીરિ રહેશે નહિ."

૯ "જે માણુસને પોતાના મત બાંધવાની છાતી નથી, તેને નામર્દ જાણવો; જે પોતાના મત બાંધવાની દરકાર રાખતો નથી, તેને એદી જાણવો, અને જેને પોતાના મત બાંધવાની તાકાત નથી, તેને મૂર્ખ જાણવો."

૧૦ "જેઓ મજબૂત અને છાતીવાળા નર હોય છે, તેજ દુનિયાને દોરે છે, તેને રસ્તાપર લાવે છે અને તે ઉપર અમલ ચલાવે છે. જેઓ નબળા મનના અને બીકણુ હોય છે, તેઓ પોતાની પાછળ કાંઈ નામ કે નિશાન રાખી જતા નથી; પરંતુ જો એક પણ પ્રમાણિક અને જોમદાર પુરૂષ હોય તો તેનું જીવન એક રોશની મિશાલ છે. તેનું ચારિત્ર સદા સ્મરણમાં રહે છે અને તેનો હર વખત દાખલો દેવાય છે, અને તેના વિચાર, તેનું ચૈતન્ય અને તેની છાતી ભવિષ્યમાં થનારી પ્રજાઓને સ્ફુરણાયમાન કર્યા કરે છે."

# ફરજ.

## (૧) રામશાસ્ત્રી પ્રભુણે.

મોટા **માધવરાવ** પેશવાના વખતમાં **રામશાસ્ત્રી પ્રભુણે** નામના મુખ્ય ન્યાયાધિશ હતા. તે ગરીબાઈમાંથી આટલે દરજ્જે જાત મહેનત કરી પહોંચ્યા હતા. તેઓ નિઃસ્પૃહી હતા; તેમજ રાજા અને રંકને સરખા ગણતા.

**માધવરાવને** પંડિતોના વ્યાખ્યાન અને ભાષણો સાંભળવાનો ઘણો શોખ હતો. કેટલાંક ભાષણો સાંભળ્યાં પછી એમને તપશ્ચર્યા કરવાનું મન થયું. તેથી તેઓ પોતાના મહેલમાં જપ કરવા બેઠા. એક દિવસ **રામશાસ્ત્રી** કંઈ કામસર પેશવા પાસે જવા નીકળ્યા; પણ તેમના માણસોએ કહ્યું કે 'શ્રીમંત સરકાર જપ કરવા બેઠા છે એટલે તમારાથી મળી શકાશે નહિ.' આ જવાબ મળવાથી રામશાસ્ત્રી પાછા ફર્યા અને પોતે વાદ કરવો ઠીક ન ધારી તે રાજ્યમાંથી ચાલી જવા ઉત્તમ ધાર્યું. પોતે કાશી જવા વિચાર કરી, રામશાસ્ત્રી પેશવા પાસે ગયા અને અરજ કરી કે "મને કાશી જવા રજા આપો." પેશવા સમજી ગયા કે ગઈ કાલે મેં એમને મળવા ના પાડી તેને લીધે શાસ્ત્રીજી કાશી જવા માંગે છે. તેથી તેમણે કહ્યું કે "ગઇ કાલે હું જપ કરવા બેઠો હતો એટલે તમને મળી શકાયું નહિ." શાસ્ત્રીજીએ જવાબ આપ્યો કે "આ જવાબ તો એક બ્રાહ્મણને લાયક છે. જો બ્રાહ્મણ પોતાનાં કર્મ છોડી રાજ્ય

કરવા લાગ્યા, તો તેઓએ પ્રજાનું પાલણ કરવું એજ તેમને યોગ્ય છે. જ્યારે આપના મનમાં જપ કરવાનું છે, તો ચાલો મારી સાથે કાશીએ; હું ત્યાં તમને સારી રીતે જપ કરતાં શિખવીશ." આ સાંભળી પેશવા લેવાઈ ગયો અને તે દિવસથી તે રામશાસ્ત્રીની સલાહ મુજબ વર્તવા લાગ્યો. ધન્ય છે શાસ્ત્રીજીની હિમ્મતને કે તે પોતાનું કર્તવ્ય બજાવતાં કોઈપણ રીતે ડર્યા નહિ.

---

## (૨) વૉશિંગ્ટન.

**વૉશિંગ્ટન** નામે એક સદ્‌ગૃહસ્થ અમેરિકામાં મશહુર થઇ ગયો હતો. ઉમરભર પ્રમાણિકતાના સીધા રસ્તા ઉપર ચાલ્યો ગયો હતો; પ્રથમ મુખ્ય સેનાપતિ તરિકે અને પછી સ્વતંત્ર સંસ્થાનના પ્રમુખ તરિકે. તેમાંએ પોતાના કર્તવ્યકર્મથી તે કદી ડગ્યો નહોતો. તેને લોક પ્રિય થવા લેશ પણ આતુરતા નહોતી; સ્તુતિ થાઓ વા નિંદા થાઓ, સારૂં કહેવાઓ કે માઠું, તોપણ પોતાની સત્તા અને વક્કરને જોખમમાં ઝોકાવીને તે પોતાના કાર્ય પાછળ બરાબર મંડયોજ રહેતો.

એક વેળા એક એલચીએ **ગ્રેટબ્રિટન** સાથે સલાહના કોલકરાર કર્યા હતા. જ્યારે તે મંજૂર કરવાનો સવાલ ઉઠયો ત્યારે તે નામંજૂર કરવા માટે **વૉશિંગ્ટન**ના ઉપર દબાણ કરવામાં આવ્યું; પણ એ કોલકરાર કરવામાં તેની પોતાની આબરૂ અને તેના પોતાના દેશની શાખ આંટ ઉપર હતી, તેથી તેણે કરેલા કોલકરારથી પાછા ફરવા ના પાડી. એ વિચારની વિરૂદ્ધમાં બહુ મોટો પોકાર ઉઠયો, અને કંઇક સમય સુધી **વૉશિંગ્ટન** એવો તો અપ્રિય થઈ પડયો કે લોક–વર્ગે તેના ઉપર પથરા પણ ફેંક્યા. પણ એ કોલકરારને મંજૂર કરવાજ એ મારી ફરજ છે એમ તેણે ધાર્યું; તેથી, થયેલા કોલકરારને રદ કરવા માટેજ એ સંસ્થાનના સર્વ ભાગો તરફથી અરજીઓ આવ્યા છતાં પણ એજ શરતોવાળી સુલેહ સભામાં પસાર થઈ. અરજી કરનારાઓને ઉત્તર આપતાં તેણે જણાવ્યું કે "મારા દેશે મને ઘણીવાર ધન્યવાદ આપ્યો છે, એવા ઘણા દાખલાઓ છે; અને તેને માટે મારા અંતઃકરણમાં અત્યંત

જાગ્રત ઉપકાર-વૃત્તિ રમણ કરી રહી છે; તોપણ મારી વિવેક બુદ્ધિ પ્રમાણે વર્તવાથીજ જો એ ધન્યવાદ મને મળે તોજ તે યોગ્ય કહેવાય; નહિ તો બીજી રીતે વર્તવાથી મને ધન્યવાદ મળે તો તે શા કામના ?"

કર્તવ્યનો આવો સચોટ આગ્રહ વોશિંગ્ટનનો સ્વભાવ થઈ પડયો હતો. તેના મનમાં સદા પહેલા દરજાનો ખ્યાલ એજ હતો; અને તેની જીંદગીનાં સઘળાં સરકારી કામો તે તેના કર્તવ્યની આજ્ઞાનુસાર કરતો.

## (૩) રામ.

રાજા **દશરથે** પોતાની એક રાણી **કૈકેયીને** અણીને પ્રસંગે મદદ કરવા માટે વચન આપ્યાં હતાં. જ્યારે દશરથ વૃદ્ધ થયા ત્યારે તેણે પાટવી કુંવર **રામને** રાજ્ય આપવાનો વિચાર કર્યો. જ્યારે બધી તૈયારીઓ ચાલી રહી હતી.ત્યારે રાણી કૈકેયીએ **દશરથ** રાજા કને તે વચનોના બદલામાં એવી માગણી કરી કે "રાજ્ય મારા પુત્ર ભરતને આપો અને રામને ચૌદ વર્ષ વનવાસ મોકલો". આ સાંભળી દશરથને જબરો આઘાત પહોંચ્યો અને અને પોતે બેશુદ્ધ થઈ ગયા.

જ્યારે રામને આ બીનાની ખબર પડી ત્યારે એમને લાગ્યું કે મારા પિતાએ જે વચનો મારી સાવકી માતા કકેયીને આપ્યાં છે તે પળાવવાં જોઈએ. મારા પિતા મને નહિ શકે કે મારે વનવાસ જવું; કારણ તેમનો અત્યંત પ્રેમ મારા ઉપર છે. પણ મારી ફરજ છે કે તેમનાં વચન બરાબર પળાય તેટલા માટે મારે તેમની રજા લઈ માતુશ્રી કૈકેયીની ઇચ્છા મુજબ વનવાસ લેવો જોઇએ.

રાજ્યમાં જ્યારે આ હકીકત બધાએ જાણી ત્યારે શોક ફેલાઈ ગયો. દરેક ઇચ્છવા લાગ્યા કે વચનના બદલામાં **દશરથ** રાજાએ **કૈકેયીની** આવી ઇચ્છાઓ પૂર્ણ કરવી એ વાજબી નથી. રામને પણ કેટલાકોએ સમજાવ્યું કે આવી સ્વચ્છંદી વાસના માટે તેમણે વનવાસ ન સ્વીકારવો; પણ તેમને ગળે તે વાત ઉતરી નહિ. તેમણે તો પિતાના વચનનું બરાબર પાલણ થાય એવો નિશ્ચય કર્યો.

આ ઉદ્દેશ રાખી તેમણે પોતાના પત્ની સીતાજીને આ હકીકત કહી. સીતાજીએ કહ્યું કે 'મારી ફરજ છે કે જ્યાં તમે ત્યાં હું'. રામે વનવાસના દુ:ખ વર્ણવ્યાં, પણ સીતાજી પોતાની ફરજનો ઉંચો ખ્યાલ રાખી પોતાના પતિ સાથે વનનો ત્રાસ અને દુ:ખ વેઠવાં તૈયાર હોવાથી રામથી તેમને ના પાડી ન શકાઈ.

જેવાં **રામ** અને **સીતા** માતા કૌશલ્યાની રજા લેવા જતાં હતાં એવામાં **સુમિત્રા** માતાના લક્ષ્મણજી તેમને મળ્યા. તેમણે રામને આગ્રહ કરી કહ્યું; "ભાઈ, મને પણ સાથે લો. તમારા સુખદુ:ખમાં ભાગ લેવો એ મારી પણ ફરજ છે. રામે ઘણી ના કહી તોપણ લક્ષ્મણજીએ પોતાની હઠ ન છોડી. આખરે રામને હા પાડવી પડી. હવે માતા કૌશલ્યા અને સુમિત્રાની રજા લઇ **રામજી દશરથ** રાજા કને રજા માગવા પહોંચી ગયા. ત્યાં ગુરૂ **વશિષ્ઠ** પણ હતા. રામે વનવાસ જવાની રજા માગતાં, દશરથ રાજાનું હૈયું ભરાઈ આવ્યું, અને તેનાથી એક પણ શબ્દ ન ઉચ્ચારાયો. પ્રણામ કરી રામજીએ અયોધ્યા નગરી છોડી વનવાસનો માર્ગ લીધો.

જ્યારે **ભરતને** આ શોકમય બનાવની ખબર પડી ત્યારે તે ઘણા દિલગીર થયા. તેઓએ ગાદી સ્વીકારી નહિ, પણ **રામજીની** પાદુકા મેળવી લાવી ગાદી ઉપર ચૌદ વર્ષ રાખી તેનું પૂજન કરી પોતાની ફરજ બજાવી. આ પ્રમાણે ભાઇઓએ એક બીજા તરફ અને પત્નીએ પોતાના પતિ પ્રત્યે પોતાની ફરજ બજાવી પોતાની જાતને કૃતાર્થ માની.

---

## (૪) ડોરા.

ડોરા નામની એક પાદરીની છોકરી હતી. તે ઘણી સમજુ હતી. તે પોતાના ગામના ગરીબ, દુઃખી અને માંદાંની વારે ધાતી અને બને તેટલી તેમની સેવા કરવાની તે પોતાની ફરજ માનતી.

તેને ઘોડેસ્વાર થવાનો ઘણો શોખ હતો અને જોકે ઘણાં યુવકોએ તેની સાથે લગ્ન કરવા માગણી કરી તોપણ તેણે તે વિષે ના પાડી; કારણ કે તેનો વિચાર સાધુજીવન ગાળી લોકની બને તેટલી સેવા કરવાનો હતો.

તે દરદીઓની સારવાર કરવાનો ધંધો શિખી અને સદ્‌ભાગ્યે તે પોતાના ગામનાજ દવાખાનામાં નિમાઇ.

એક વખત તે એક દરદીની સારવાર માટે રસ્તે જતી હતી તે વખતે એક તોફાની છોકરાએ એક પત્થર તેના તરફ ફેંક્યો. તે ડોરાના કપાળે વાગ્યો અને તે ઉપર ઉંડો ઘા પડયો. ડોરાએ જરા પણ બૂમરાણ કર્યા વગર તે દુઃખ સહન કરી લીધું. પણ હમેશને માટે તે ઘાની નિશાની તેના કપાળે તો રહી.

એક દિવસે નજીકની કોલસાની ખાણમાં એક અકસ્માત થયો. તે પરિણામે ઘણા માણસને ઇજા થઇ અને કેટલાક તો મરણશરણ થઇ ગયા. ઇજા પામેલા સર્વને ડોરાવાળા દવાખાનામાં લાવવામાં આવ્યા. તેમાં એક છોકરો હતો. તેની સારવાર કરતાંજ ડોરાએ તેને ઓળખ્યો અને તે પોતાના મનમાં બોલી, 'અરે, આજ છોકરાએ મને પત્થર માર્યો હતો!'

જાણે કંઇ તેવો બનાવ બન્યો ન હોય તેમજ ડોરાએ પોતાની વર્તણુક તેના તરફ રાખી અને તેની સારવાર ઘણી કાળજીથી કરી. ધીમે ધીમે તે સાજો થતો ગયો અને ડોરા ઇશ્વરનો પાડ માનવા લાગી. એક દિવસ ડોરાને માથે ઘાનું નિશાન જોઇ તે છોકરાને બહુ લાગી આવ્યું. પોતેજ તે નિશાનનું કારણભૂત છે તેથી તે પથારીમાં નીચું ઘાલી ડૂસકાં ભરતો હતો; એટલામાં ડોરા ત્યાં આવી પહોંચી અને તેને રડવાનું કારણ પૂછયું. તેણે કહ્યું, "ભલી બેન ડોરા, તારે કપાળે આ ઘાનું નિશાન મારા સ્વચ્છંદને પરિણામે હમેશ માટે પડયું છે."

ડોરાએ તરતજ કહ્યું કે 'શું તું એમ માને છે કે તે હું જાણતી નથી ?'

"ખરે, બેન તું તે જાણે છે છતાં, આટલી બધી માયાથી મારી સારવાર કરે છે ! ખરે, મારા તોફાન માટે મને હવે શરમ લાગે છે."

ડોરાએ તો ખરેખર અપકાર ઉપર ઉપકાર કરી, પોતાની ફરજ ખરા દિલથી બજાવી એ જાણી આપણે પણ આપણું કર્તવ્ય હંમેશાં બજાવતાં શિખવું જોઇએ.



## (૫) વેનિસનો એક ઉમરાવ.

**અસલના સમયમાં વેનિસ અને બાઇઝેનટાઇન** નામના રાજ્ય વચ્ચે લડાઈ ચાલતી હતી. તે લાંબો વખત ચાલી. વેનિસના રાજ્યથી લડાઇમાં પહોંચી વળાય એમ નહતું; તેથી ત્યાંના લોકોએ સુલેહની માંગણી કરી. જે શરતો બાઇઝેનટાઈનના રાજા નક્કી કરે તે શરતો યોગ્ય લાગે તો કબૂલ કરવા એક પ્રતિનિધિ વેનિસથી મોકલવામાં આવ્યો.

જ્યારે પ્રતિનિધિ શત્રુના રાજ્યમાં જઈ પહોંચ્યો ત્યારે તેની સમક્ષ કરારનામું મૂકવામાં આવ્યું. તેના ઉપર તેને સહી કરવાનું પણ કહેવામાં આવ્યું. શરતો તે પ્રતિનિધિને ઠીક ન લાગી. શહેનશાહે તેને લલચાવવા પ્રયત્ન કર્યો, પણ તે ઉમરાવે તે શરતો સ્વીકારવા ચોકખી ના પાડી અને કહ્યું કે "આ શરતો મારા દેશના નામને કલંકિત કરે એવી છે તેથી તે ઉપર સહી મૂકીશ નહિ."

આ સાંભળી શહેનશાહ ગુસ્સે થયો. તેણે જોરજુલમથી તે ઉમરાવને સહી કરવા ફરજ પાડવા વિચાર કર્યો. તેને મોતની સજા કરવામાં આવશે એવી ધમકી આપવામાં આવી; પણ તે ઉમરાવે તો માત્ર હસ્યા કર્યું. શહેનશાહે કહ્યું કે "તારી આંખોમાં ધગધગતા સળીઆ ઘલાવી ફોડી નંખાવીશ." પણ ઉમરાવ શાંત ચિત્તે ઉભો રહ્યો. તેના ઉપર તેથી કંઈ અસર થઇ નહિ ત્યારે ધગધગતા સળીયા મંગાવી તેની આખમાં ઘાલવામાં આવ્યા. લોહી વહેવા માંડયુ અને માંસ ચડચડ થવા માંડયુ; પણ તે ઉમરાવે તે સહન કર્યું. જ્યારે તે દુષ્ટ કામ પૂરૂં થયું ત્યારે ઉમરાવ બોલ્યો, "મારા દેશની ઇજ્જત મેં જાળવી છે."

આ ઉમરાવે પોતાના દેશની આબરૂ ખાતર કેટલો મોટો ભોગ આપ્યો !! ધન્ય છે તેની દેશ પ્રત્યેની ફરજને !

## ( મનનીય સૂત્રો. )

૧. હરેક માણુસ અને સ્ત્રીએ યાદ રાખવું કે પોતાની પહેલી ફરજ પોતાના દેશપ્રતિ છે.

૨. સૌએ પોતાની શારીરિક અને માનસિક શક્તિઓનો ઉપયોગ પોતાના કુટુંબના અને દેશના ભલા માટે કરવો.

૩. સારી રીતે ફરજ બજાવતાં શિખવું હોય તો નાનપણુથી તેમ કરતાં શિખો.

૪. સેવા માટેજ આપણો જન્મ છે.

૫. સત્કાર્યોથી દિવસ ગાળવો અને સદ્‌વિચારથી રાત્રિ ગાળવી એ આપણી ફરજ છે.

૬. ફરજ બજાવતાં શિર ઉપર જોખમ તો વહોરવું પડે. પણુ તેથી કર્તવ્યપરાયણુ થતાં તે કંઈ અટકાય?

૭. જીવનનો સદુપયોગ કરવો એ આપણી ફરજ છે.

૮. આપણી ફરજ બરોબર રીતે બજાવવામાં જો મશ્ગુલ રહીએ તો સુખ જાતેજ આપણુને શોધતું આવે છે.

૯. "તું ઇશ્વર પર ભરોસો રાખ, કર્તવ્યને માર્ગે ચાલ્યો જા. નિશ્ચલ દ્રષ્ટિ એના આદેશપર દ્રઢ રાખ; એથી તારૂં કાર્ય સફળ થશે."

૧૦. "ઉત્તમ કૃત્ય કરો, અને જીવનને મધુર ગીતરૂપ બનાવો."

---

# ઉદ્યોગ.

## (૧) ક્રેસિન.

ઇટાલિ નામના દેશમાં એક ક્રેસિન નામનો શખ્સ ખેતીનો ધંધો કરતો હતો. ખેતરમાં સારો પાક થાય એટલા માટે તે એટલી તનતોડ મહેનત કરતો કે વર્ષ આખરે બીજા ખેડુતો કરતાં ઘણોજ વધારે પાક તેના ખેતરમાંથી તે ઉત્પન્ન કરતો. આથી બીજા ખેડુતો અને લોકોએ તેના પર એવો આરોપ મૂક્યો કે ક્રેસિન જાદુથી પોતાનો પાક ઉત્પન્ન કરે છે.

લોકોએ ન્યાયાધિશ સમક્ષ ફ્રિયાદ કરી. ક્રેસિનને કોર્ટમાં બોલાવવામાં આવ્યો. ન્યાયાધિશે પૂછ્યું, "તમે તમારો પાક જાદુથી તૈયાર કરો છો એ વાત ખરી છે?" ક્રેસિને તરત જવાબ આપ્યો, "સાહેબ, એ વાત તદ્દન ખોટી છે." તેના પૂરાવામાં તેણે પોતાની તંદુરસ્ત છોકરી, કસાયલા અને જોરાવર બળદો અને મજાના સારા વપરાયલાં હથિયાર અને ખેતીનાં ઓજાર રજુ કર્યાં. પછી તે બોલ્યો, 'સાહેબ, સાંભળો; આ મારી દીકરી દરરોજ ખેતરમાં કામ કરે છે અને પાક વગેરે નીંદે છે, અને ખેતરને સારી વ્યવસ્થામાં રાખવા અથાગ મહેનત કરે છે. જુઓ, આ બળદો; એની તંદુરસ્તી સાચવવા હું જાતે દરકાર રાખું છું. તેમને ખવડાવવા પીવડાવવા વિષે હું સારી સંભાળ રાખું છું. તેઓ હૃષ્ટપુષ્ટ છે. એ બળદથી હું જમીન ખેડું છું. હવે જુઓ, આ ઓજારો. તેનો ઉપયોગ કરી કેવી સ્થિતિમાં રાખવા હમે દરકાર

લઇએ છીએ. આ ઉપરથી આપને માલૂમ પડશે કે જે સારો પાક હું મેળવી શકું છું તે આ મારી છોકરી, બળદો, ઓજારો અને મારી મહેનતથીજ મેળવું છું"

આવો સચોટ પૂરાવો જોઇ ન્યાયાધિશ ખુશ થયો અને લોકોને કહ્યું, "આજ સુધીમાં મારી કને ઘણા આરોપી આવી ગયા; પણ, કોઈએ આવો ચોક્કસ અને સબળ પૂરાવો કદીયે રજુ કર્યો નથી. ક્રેસિન ચોક્કસ જાણે છે કે ઉદ્યોગ દારિદ્રતા રૂપી તાળાની કુંચી છે અને એણે પોતાની જાત મહેનતથી આવો સારો પાક ઉત્પન્ન કર્યો છે." આ પ્રમાણે ક્રેસિનના વખાણ કરી લોકોને તેના ઉદાહરણ પરથી બોધ લઈ આળસ તજી ઉદ્યોગી બનવા શિખામણ તેણે આપી અને ક્રેસિનને એને ઘેર જવા રજા આપી.

---

## ( ૨ ) એક ઉદ્યોગી નોકર બાઇ.

એક સમયે એક સુંદર કુમારિકાને એક દાસી હતી. તે કુમારિકા શણ કાંતતી. જ્યારે તેમાં ગાંઠા ગાંઠા આવતા ત્યારે તે શણ તોડી નાંખતી અને ગાંઠા ફેંકી દેતી. આ ફેંકી દીધેલા ગાંઠા દાસી એકઠા કરી લેતી અને પોતાની કને રાખતી. તે નવરાશને સમયે ગાંઠાઓ મહેનત લઈ ઉકેલતી અને તેમાંથી મઝાનું શણ કાઢી કાંતતી. એ શણના આખરે તેણે પોતાને પહેરવાને સુંદર કપડાં બનાવાવ્યાં.

એક દિવસે તે કુમારિકાને ત્યાં તેની સખી આવી. તે પોતાની સખીને ગાંઠા ફેંકી દેતી જોઈને તાજુબ પામવા લાગી. તેથી તેણે સવાલ કર્યો કે "શા માટે ગાંઠા ફેંકી દે છે?" તે કુમારિકાએ કહ્યું, "એ તો મને નકામા છે. તેને છોડવા ઘણું અઘરૂં કામ છે. એમાં તો કોણ વખત ગાળે?"

સખીએ મનમાં વિચાર કર્યો કે મારી બેનપણી આળસુ લાગે છે. આવા ગાઠાં ફેંકી દેવામાં કેટલું શણ એણે નકામું કર્યું લાગે છે? ત્યાર પછી તે બોલી, "બેન, તું જરા ઉદ્યોગી થવા પ્રયત્ન કર. આમ તો તું સહેલું સહેલું કામ કરતી લાગે છે. સહેજ અઘરૂં કામ આવી પહોંચે છે કે પાછી હઠી જાય છે. આ તારી રીત વખાણવા જેવી નથી."

થોડો વખત ગયા બાદ તે સખીએ પેલી દાસીને જમીન ઉપર ફેંકી દીધેલા ગાંઠાને ઉપાડી લેતી જોઈ. તેણે ધાર્યું કે આ દાસી ગાંઠા ફેંકી દેશે. તેથી તેને બોલાવી કહ્યું કે "ગાંઠા ફેંકી દેતી નહિ" તરતજ દાસીએ જવાબ આપ્યો કે "બાઈ સાહેબને

જે વસ્તુ નકામી લાગે છે તે હું વણી લઉં છું. આ ગાંઠાને મારી ફુરસદની વેળાએ હું ઉકેલીશ. મહેનત તો પડે છે પણ તેમ કરવામાં મને આનંદ મળે છે. મેં આવા ગાંઠા ઉકેલી શણ તૈયાર કર્યું છે અને તેમાંથી મારાં કપડાંએ સીવાડચા છે. જુઓ, આ મ પહેરેલાં કપડાં એજ સણમાંથી મેં બનાવાવ્યાં છે.” તે સખી આ દાસીની ખંત, મહેનત જોઈ બહુ આનંદ પામી અને પોતાની સખીને ભલામણ કરી કે આવી ખંતીલી મહેનતુ બાઈને તારા ઘરમાંથી કદીયે રજા ન આપતી.

## ( ૩ ) સર રોબર્ટઇન્સ.

**સ્કોટલંડ દેશમાં સર રોબર્ટ ઈન્સ** નામનો એક સદ્‌ગૃહસ્થ રહેતો હતો. તે તેની ઓગણીસ વીશ વર્ષની ઉમ્મરે ગરીબ થઈ ગયો. તેના નિર્વાહ માટે તેની પાસે કંઈ સાધન નહતું. તેણે વિચાર કર્યો કે "મારે કોઇના પર આધાર રાખી મારૂં પોષણ કરવું જોઇએ નહિ. જાત મહેનતથી કમાઈ મારી આજીવિકા મેળવવી જોઇએ." તેણે કોઈ પલટણમાં સિપાઇ થવા ઠીક ધાર્યું, અને આખરે તે લશ્કરની એક પલટણમાં જોડાયો.

એક દિવસ તે પહેરો ભરતો હતો, તેવામાં તેનો ઓળખીતો એક ગૃહસ્થ તેના ઉપરી કર્નલને મળવા આવ્યો. કર્નલ કોઈ બીજા આદમી સાથે વાતચીતમાં ગુંથાયલો હતો, તેથી તે પહેરગીર સાથે વાતચીતમાં રોકાયો. વાત કરતાં તેને માલૂમ પડયું કે પહેરગીર **રોબર્ટઇન્સ** જ છે.

ત્યારબાદ તે ગૃહસ્થ કર્નલ પાસે ગયો અને પોતાના કામમાંથી ફારેગ થયા પછી તેણે કર્નલને કહ્યું, "કર્નલ સાહેબ, તમે મોટા રાજાઓ કરતાં પણ નસીબવાન છો; કારણ કે સર રોબર્ટ ઈન્સ જેવો મોટો માણસ તમારે ત્યાં પહેરો ભરે છે." તરતજ કર્નલે એક બીજા સિપાઈને પહેરો ભરવાનું કામ સોંપી રોબર્ટને પોતાની પાસે બોલાવ્યો અને પુછયું, "તમેજ રોબર્ટ ઇન્સ કે! તમે આવી હલકી નોકરી શા માટે સ્વીકારી?" રોબર્ટે જવાબ આપ્યો, 'હાજી, આપ કહો છો તેજ હું છું. મારી પાસે મારી દોલતમાંથી એક ફુટી બદામ પણ રહી નહીં. મારે મારા ઉદરપોષણ માટે નોકરી કરવીજ

જોઈએ. કોઈનું ઉચ્છિષ્ટ અન્ન ખાવું મને યોગ્ય લાગ્યું નહિ. તેથી કંઈ પણ જાત ઉદ્યોગથી ગુજારો ચલાવવા મેં આ નોકરી કબૂલ કરી." આ સાંભળી કર્નલ ખુશ થયો; તેને તે દિવસથી છૂટો કરી નવો પોશાક આપવા માંડયો. પણ રોબર્ટે ના પાડી કહ્યું, "હું સિપાઈગીરીમાં દાખલ થયો તે વખતના કપડાં, પોશાક વગેરે મારી પાસે છે." કર્નલ આ સાંભળી બહુજ ખુશ થયો. એને લાગ્યુ કે આટલી બધી ધીરજવાળો આદમી ખરેખર એક મોટો માણુસ થઈ શકે. તેણે તેટલા માટે ખટપટ કરી રાજ્યમાં રોબર્ટ માટે એક મોટી નોકરી શોધી તેને અપાવી. ત્યાં રોબર્ટે પોતાના ઉદ્યોગબળથી બધાને આંજી નાંખ્યા. વખત જતાં કર્નલની દીકરી અને રોબર્ટ વચ્ચે પ્રેમ બંધાયો. કર્નલે તેમના લગ્ન કરી આપી બન્નેને આશિર્વાદ આપ્યો.

અહા, ખંત અને ઉદ્યોગની આ કેવી ખૂબી ! રોબર્ટ જેવી ગરીબ અવસ્થામાં બીજા માણુસો પોતાના ઇષ્ટ મિત્રો અગર સગાં ઉપર બોજારૂપ થઇ પડે છે; પણ ધન્ય છે રોબર્ટને કે સ્વતંત્ર રીતે પોતાની જાત મહેનતથી તેણે પોતાનું ગુજરાન મેળવવા પસંદ કર્યું !

---

## (૪) એક ગુજરાતી ખેડુત.

એક ગુજરાતી ખેડુત પાસે ચાર વિંઘા જમીન હતી. તે તે બહુ ઉંચી જાતની નહોતી. તેથી તે તેમાં વારંવાર ખાતર પૂરતો; અને વર્ષાઋતુ પહેલાં સાફસુફ કરી તૈયાર રાખતો.

સહવારમાં તે વહેલોજ ઉઠતો. તે બળદની જોડ જાતે જોડી હળ લઇને સહવારના ચાર વાગેથી ખેતર ખેડવા શરૂ કરી દેતો. તાપ થતો ત્યારે તે બળદ વગેરેને આરામ આપતો, અને તેમને ઘાસ નીરતો; મધ્યાન્હ પછી પણ થોડા કલાક તે ખેતરમાં પાછો જતો, અને બાકીનું કામ પૂરૂં કરતો. આમ કરવાથી તેના ખેતરમાં પાક સારો થતો. જરૂર જોગું અનાજ તે પોતે રાખતો અને બાકીનુ સારે ભાવે વેચી દેતો. પરિણામ એ આવ્યું કે ત્રણ વર્ષમાં તેની પાસે એક સારી રકમ એકઠી થઈ. તે વડે તેણે પડોશમાં પાંચ વિઘા જમીન ખરીદી. હવે તેણે એક માણસ રાખ્યો; તેને લઈ તે દરરોજ પોતાને ખેતર જતો. તેને પેટ પૂરતું ખાવાનું આપતો અને તેના ઉપર માયા રાખતો; તેથી તે 'હાળી' પણ મન દઇ કામ કરતો. સહવારથી સાંજ સુધી બન્ને જણ ઉદ્યોગી રહી સારી ખેડ કરતા અને પરિણામે મઝાનો પાક લણતાં. જેમ જેમ ખેડુતને સારી આવક થતી ગઈ તેમ તેમ તે એટલો પૈસાવાળો થયો કે તેના ગામના ખેડુતોમાં તે સૌથી સારો ખેડુત ગણાતો. તેણે પોતાને માટે એક સારૂં ઘર બંધાવ્યુ અને ગરીબ અવસ્થામાંથી પોતાનાજ ઉદ્યમથી તવંગર સ્થિતિમાં આવેલો હોવાથી ગામના ગરીબોને વખતો વખત મદદ પણ આપવા લાગ્યો. તેણે ગામમાં એક સારી

ધર્મશાળા બંધાવી અને મુસાફરોને તેમાં રહ્યાથી રાહત મળે એવા સાધનો પણ ત્યાં રખાવ્યાં.

આ રીતે આ ખેડુતની આસપાસના તાલુકામાં પણ વાહ-વાહ બોલાવા લાગી; છતાં, તેથી તેણે પોતાના ખેડુત તરિકેનો ધંધો તો નજ છોડયો. જરૂર પડતાંજ પોતે જાતે ખેતરે હાજર થઇ જતો. આવી રીતે નિરંતર કામ કરવાની આદતથી તેની શરીર સંપત્તિ પણ સારી થઇ.

અરે, ઉદ્યોગી માણુસ માટે કશુંયે અઘરૂં નથી.

---

## (૫) ચીન દેશનો છોકરો.

**ચીન** દેશમાં એક છોકરો હતો. તેનાં માબાપ બહુજ ગરીબ હતાં. ન મળે પૂરતું ખાવાનું કે ન મળે પૂરૂં ઓઢવાનું. છોકરાને ભણવાની બહુ હોંસ હતી. તેને વાંચવાનો શોખ બહુ હતો. પણ જ્યાં ઘેર પૂરૂં ખાવાનુંજ ભાગ્યે મળે ત્યાં વાંચવાને દીવો ક્યાંથીજ હોય ? છતાં, છોકરો હિમ્મત હાર્યો નહિ. તે આળસુ નહતો; ઉદ્યમી હતો. તે દરરોજ આગિયાઓને પકડી એક પાતળા કપડાંમાં બાંધતો; પછી તેમના પ્રકાશથી તે વાંચતો. કેટલાક માણસોએ તેને તેમ કરતાં જોયો ત્યારે તેની મૂર્ખાઈને તે હસવા લાગ્યાં. તે કહેવા લાગ્યાં, "શું મૂર્ખાઈ કરી રહ્યો છે ? શું બાદશાહનો વઝીર થવા વિચાર છે ?" તે છોકરાએ કહ્યું "ખરે, હા, મારો વિચાર તો વઝીર થવાનો છે. મને વિશ્વાસ છે કે હું કોઇ દિવસ તે પદવી મેળવી શકીશ." આ સાંભળી લોક આનંદમાં આવી ગયા. તેના શબ્દોથી અને તેમાં જે શ્રદ્ધાનુ બળ હતું તેની તેઓ તારીફ કરવા લાગ્યા. એ બનાવ બન્યા પછી છોકરાએ પોતાની જાત મહેનતે સારી કેળવણી પ્રાપ્ત કરી. હમેશાં પોતાનાજ પ્રયત્ન ઉપર આધાર રાખી તે આગળ વધવા માંડયો. આખરે એક દિન એવો આવ્યો કે તે ચીન દેશના રાજાનો પ્રધાન બની ગયો.

ધન્ય છે આવા મહેનતુ છોકરાને !

ॐ

## (મનનીય સૂત્રો.)

નસીબ દેવીનો જમણો હાથ છે. કરકસર તેનો ડાબો હાથ છે."

૨. "ઉદ્યોગી માણસ નિરાંતે ઘસઘસાટ ઉંઘે છે."

૩. ઉદ્યમ વડે કરજ દફે કરાય છે, પણ નિરાશા તો તે વધારે છે. મહેનત વિના મિઠાશ નહિ.

૪. ગુન્હો અટકાવવાનો સૌથી સરસ ઉપાય એ છે કે દરેકે ઉદ્યમી રહેવું.

૫. "ઉદ્યમ તો ખજાનાની ચાવી છે, આળસ દરિદ્રતાનું મૂળ છે."

૬. "કામ તો જીંદગીનું જીવન છે."

૭. "ઉદ્યોગી માણસને જોઇએ એટલી ફુરસદ મળે છે, પણ આળસુ માણસને તે નથી મળતી."

૮. "જેઓ પોતે મહેનત કરે છે તેમને ઈશ્વર મદદ આપેછે."

૯. "ડાહ્યો પુરૂષ પોતાની જાતને કટાઈ જવા દેતો નથી. જ્યાં સુધી તેનામાં જીવ છે ત્યાં સુધી તે પોતાને માટે પોતાના દેશ, અને પોતાની વંશજ માટે કામ કર્યાજ કરે છે."

૧૦. "તેલ સાંચાકામને ગતિમય રાખે છે. ઉદ્યોગ મનુષ્ય દેહને તેજીમાં રાખે છે."

# ગુરૂસેવા.

## (૧) શ્રી કૃષ્ણ અને સુદામાજી.

એક સમયે **શ્રી કૃષ્ણ** ભગવાન અને **સુદામા**, **ગુરૂ સંદીપન ૠષિને ત્યાં** વિદ્યાભ્યાસ કરતા હતા. ગુરૂજી કંઈ કામસર એક દિવસ બહાર ગયા હતા. ઘરમાં ગુરૂજીની સ્ત્રીને ઇંધણની જરૂર પડી; તેથી, તેણે આ બે શિષ્યોને જંગલમાંથી લાકડા લાવવા કહ્યું. બન્ને શિષ્યો એકદમ તૈયાર થયા અને હાથમાં કુહાડા અને દોરડાં લઈ જંગલ તરફ ચાલ્યા. વનમાંથી તેઓએ ઝાડની ડાળીઓ કાપી લાકડાં દોરડાં વડે બાંધી માથે ચઢાવ્યા. એટલામાં મૂશળધાર વરસાદ તૂટી પડયો. જ્યાં જુઓ ત્યાં જળજ જળ. શિષ્યો ઠંડીથી અને પવનના સપાટાથી ધ્રુજવા લાગ્યા. રાત પડી હતી. તદ્દન અંધારૂં હતું, તેથી શિષ્યોએ એક બીજાના હાથ છૂટા ન પડી જવાય માટે પકડયા. પણ રસ્તો કંઈએ કરે જડે તેમ નહતો.

સહવાર પડતાં ૠષિજી પોતાના કામથી ફારેગ થઈ પોતાના આશ્રમે આવી પહોંચ્યા. **શ્રી કૃષ્ણ** અને **સુદામાને** આશ્રમમાં ન જોવાથી પોતાની સ્ત્રીને તેમને વિષે પૂછયું. તેણે જવાબ દીધો, “એ છોકરાઓ ગઈ કાલના લાકડા ચીરી લાવવા પાસેના જંગલમાં ગયા છે અને હજુ સુધી આવી પહોંચ્યા નથી.” જેવી ગુરૂએ આ હકીકત જાણી, કે તરતજ પોતાની નિશાળ વડા નિશાળિઆને સોંપી પેલા બે શિષ્યોની તપાસ કરવા

નીકળી પડયા. રસ્તે જતાં બન્ને શિષ્યો ટાઢે કકડતા, માથા પર ભારા સહિત ગુરૂજીને મળ્યા. તેમને જોતાં ગુરૂજી તો ગળગળા થઈ ગયા અને તેમને ભેટયા. પછી બોલ્યા, ' ધન્ય છે, શિષ્યો, તમને! કે તમે આવી સારી રીતે ગુરૂસેવા બજાવો છો. તમારી વિદ્યા તમને આવી સારી રીતે ઉપયોગી નિવડો એવો મારો આશિર્વાદ છે.

"વિદ્યાર્થી જોઇએ તો આવા જોઈએ." ધન્ય છે એમની ગુરૂ ભકિતને, કે સંકટ ખમીને પણ પોતાની સેવા અને ફરજ કરવામાં કદી પણ પાછા હઠયા નહિ. ગુરૂસેવામાં જેનો દેહ અર્પણ થાય એના જેવો બીજો ભાગ્યશાળી કોણ હોય!

---

## (૨) ચાળીશ ગુરૂ ભક્ત શીખો.

**આસામ** દેશના એક શીખે એક વખત ગુરૂ **ગોવિંદ-સિંહને** એક સફેદ હાથી બક્ષિશ આપ્યો. આ હાથી મેળવવાને **પંજાબની** ટેકરીઓમાં રહેતા રાજાઓએ અથાગ મહેનત કરી; પણ સઘળું વ્યર્થ; તેથી તેઓએ દિલ્હીના બાદશાહની મદદ મેળવવા તેને અરજ કરી. બાદશાહ શીખોનો દુશ્મન હતો અને તેઓનો નાશ કરવા આતુર હતો; એટલે તેણે આ વિનંતી સ્વીકારી એક મોટું લશ્કર તેમની મદદે મોકલ્યું.

ગુરૂ ગોવિંદસિંહનું મુખ્ય મથક **આનંદપુર** હતું. ત્યાં એક સાધારણ કિલ્લો હતો. તે ઘણો મજબુત ન હતો. તેના બચાવ માટે માણસો પણ થોડાંજ હતાં. છતાં, જે માણસો તેમાં હતાં તે બહાદુર અને યુદ્ધ કરવાને આતુર હતાં.

એક મહિના સુધી તો કિલ્લાના માણસોએ અટલ યુદ્ધ કર્યું. તેમના અને દુશ્મનના ઘણાં માણસો માર્યા ગયાં. માત્ર કિલ્લાના માણસો એક રીતે કમનસીબ હતાં. કિલ્લામાં પૂરતું અનાજ નહોતું; તેથી તેમને દિવસે દિવસે થોડો ખોરાક મળવા માંડયો. કિલ્લાને દુશ્મનોએ ઘેરો ઘાલવાથી બહારથી અનાજ મળી શકે તેમ નહોતું; છતાં લડાઈ તો ચાલુજ રહી આખરે જ્યારે ભૂખમરો ચાલ્યો અને સહનશીલતાની અવધિ થઈ, ત્યારે ગુરૂના ચાળીશ શિષ્યો તેમની નજીક આવ્યા અને લડાઈ બંધ કરવા અરજ કરી. પણ ગુરૂજીની મરજી તેમ કરવાની ન હતી. તેમણે શિષ્યોને કહ્યું કે "તમારી મરજી લડાઇ ચાલુ રાખવાની ન હોય તો તમે સર્વ ઘેર જાઓ; તે માટે હું તમને ખુશીથી રજા આપું છું."

શિષ્યો કંટાળી રહેલા હતા. લડાઈ કરવાની હોંસ હવે તેઓમાં ન હતી. તેઓ પોતાને ઘેર ગયા એટલે તો તેમની પત્ની, મા, બેન વગેરેએ તેમને ગુરૂજી વિષે પૂછયું કે 'તમે ગુરૂજીને છોડી આવ્યા છો એટલે તો તેમને લડાઈમાં વિજય મળ્યો તો હશે? તેઓ કુશળ તો છે ને?' જ્યારે તેઓએ ખરી હકીકત કહી ત્યારે સ્ત્રીઓએ ભીની આંખે કહ્યું, "તમે ગુરૂજીને છોડી કેમ આવ્યા? તમે અમને અને અમારી જાતને તમારા હિચકારાપણાથી કેમ કલંક લગાડો છો? ગુરૂસેવામાં પાછા કેમ પડો છો? ગુરૂજીને લડાઈમાં તજી અહીં આવતા શરમાતા નથી? જાઓ, અને આ કલંક દૂર કરો.'

ચાળીશ શિષ્યો આ શબ્દોથી ઘણા શરમાયા. તેમને પોતાના આવાં કૃત્ય માટે ઘણો પશ્ચાતાપ થયો. તેઓમાં પોતાના બૈરાંઓના શબ્દોએ નવો ઉત્સાહ પ્રેર્યો, તેઓ પાછા **આનંદપુર** ગયા. ત્યાં તેમણે ગુરૂજીને દુશ્મન સાથે થોડાં માણસો સહિત લડતા જોયા. આ જોઈ તેઓએ શત્રુની સામે ઝનુનથી ઝંપલાવ્યુ. જોતજોતામાં તો તેઓએ શત્રુના ઘણા માણસોની કત્લ કરી પોતાના ઉપરથી હિચકારાપણાનું કલંક દૂર કર્યું. જ્યાં સુધી ચાળી-શમાનો એક પણ પગભેર ન રહ્યો ત્યાં સુધી તેઓએ લડ્યાજ કર્યું. શત્રુઓ નાસી છૂટયા ત્યારે રાત્રે ગુરૂજી રણભૂમિ ઉપર આવ્યા. અને દરેક શિષ્યના મુદડાને ચુંબન લઈ આશિશ આપી. આવી ઉમદા ગુરૂસેવા જીવ ખોતાં સુધી ચાળીશ શિષ્યોએ કરી બતાવી. ધન્ય છે તે શિષ્યોના સ્ત્રી વર્ગને અને ધન્ય છે તે શિષ્યોને!

## ( ૩ ) કર્ણ અને પરશુરામ.

એક વખતે કર્ણ દ્રોણાચાર્ય પાસે શસ્ત્રવિદ્યા શિખવા ગયો, પણ તે ( કર્ણ ) દાસીપુત્ર ગણાતો હોવાથી તેમણે તેને શિષ્ય તરીકે કબૂલવા ના પાડી. આથી કર્ણ બ્રાહ્મણનો વેષ લઇ પરશુરામ પાસે શસ્ત્રવિદ્યા શિખવા ગયો. પરશુરામે તેને પૂરેપૂરી વિદ્યા શિખવી જેમ જેમ દિવસ જતા ગયા તેમ તેમ ગુરૂ અને શિષ્ય વચ્ચે પ્રીતિ ઘાડી થતી ગઈ. કર્ણની ગુરૂભકિત ઘણા ઉંચા પ્રકારની હતી. તેની કસોટી કરવા શ્રી કૃષ્ણ ભગવાને વિચાર કર્યો.

એક સમય પરશુરામ પોતાનું માથું કર્ણના ખોળામાં મૂકી સૂતા હતા, અને ભર નિદ્રામાં હતા. કર્ણ તદ્દન સ્થિર બેસી રહ્યો હતો. શ્રી કૃષ્ણે એક કીડાનું રૂપ ધારણ કરી કર્ણની જાંઘ કોતરવા માંડી. કર્ણને ઘણી વેદના થઈ. અને જાંઘમાંથી પુષ્કળ લોહી વહેવા માંડયું, પણ પોતાના ગુરૂની નિદ્રાનો ભંગ થાય તેથી તે જરી પણ હાલ્યો નહિ. આખરે લોહી ઘણું વહેવાથી જમીન ભીંજાઈ ગઈ. પરશુરામને કંઈક ભીનું લાગવાથી જાગી ઉઠયા, અને જોયુ તો કર્ણની જાઘમાંથી લોહીની નીક વહેતી હતી. શિષ્યનો આવો પ્રેમ જોઈ પરશુરામ ઘણા ખુશ થયા.

અહા ! આ કેવી સ્તુતિપાત્ર ગુરૂભકિત ! ગુરૂને ખાતર કર્ણ પોતાની દેહ અર્પવા તૈયાર થયો ! ગુરૂભકિત જોઇએ તો આવી ઉમદા જાતનીજ જોઇએ.

---

## (૪) પંડિત મદનમોહન માલવિયાજી

એક વખત સ્વામી રામતીર્થે અલ્હાબાદ મુકામ કર્યો. ત્યાં પંડિત માલવિયાજી તેમની કને આવતા. એક દિવસ સ્વામીજી સાંજે ગંગાસ્નાન કરવા પોતાના આશ્રમેથી નીકળ્યા. તેમની સાથે પંડિત **માલવિયાજી** અને અખંડાનંદજી પણ હતા. વાતો કરતાં કરતાં નદી કિનારે તેઓ આવી પહોંચ્યા.

**સ્વામીજી** અને **અખંડાનંદજી** ગંગા સ્નાન કરવા લાગ્યા. અખંડાનંદજી જલદીથી સ્નાન કરી લઈ બહાર નીકળ્યા સ્વામીજી માટે સ્નાન કરી પહેરવા માટે એક કોપીન લઇ તેઓ તૈયાર રહ્યા. નિરાંતે સ્નાન કરી સ્વામીજી કાદવમાં થઈ કિનારાની સૂકી જમીન ઉપર આવી પહોચ્યા. અખંડાનંદજીએ તેમને કોપિન પહેરવા આપ્યું. હવે જો કોપીન પહેરે તો તે કાદવથી ખરડાય. માલવિયાજી આ જોઈ રહ્યા હતા. તે એકદમ સ્વામીજી તરફ દોડ્યા અને પોતાને ગળે લપેટેલો બગલાની પાખ જેવો સફેદ દુપટ્ટો ગળા બહાર કાઢયો, અને તે વડે સ્વામીજીના પગ ઉપરનો કાદવ લૂછી નાંખ્યો.

**માલવિયાજી** ખરેખર સેવા ભાવનાથી અંકિત થઈ ગયેલા વીર પુરૂષ છે. તે વખતે તે ધારાસભાના સભ્ય હતા. હાલ પણ છે. તેઓ દેશની સારી સેવા બજાવી રહ્યા છે. આવા મહાન પુરૂષમાં કેટલો બધો વિનય! ગુરૂસેવા કરવાની કેટલી હોંસ! કેવી નમ્રતા!

## (૫) સ્વામિ વિવેકાનંદ.

કલકત્તાના સીમલા ગામમાં એક કાયસ્થ **દત્ત** કુટુંબ રહેતું હતું. તેમાં સ્વામી વિવેકાનંદનો જન્મ થયો હતો. તેમના પિતાનું નામ **વિશ્વનાથ** હતું અને માતાનું નામ **ભૂવનેશ્વરી** હતું. વિવેકાનંદના બાપ અને દાદા વકીલ હતા. દાદાએ સંન્યસ્ત લીધું હતું. વિશ્વનાથની વકીલાત ભારી હતી અને સ્વામી વિવેકાનંદ વગેરે સારી સ્થિતિમાં ઉછર્યાં હતા.

**નરેન્દ્ર** એ સ્વામીજીનું મૂળ નામ હતું. તેમણે બાળપણમાં દ્રઢતા અને દયા કેળવી હતી. બી. એ.માં પાસ થયા પછી તેમના પિતા મરણ પામ્યા. તેમના અવસાન બાદ કુટુંબની સ્થિતિ પૈસા બાબત ખેંચાવા લાગી. કેટલીક વખત તો નરેન્દ્ર પેટ પૂરતું ખાતોયે નહિ; રખેને પોતાની મા અને બ્હેનો માટે પૂરતું જમવાનું રહે નહિ! આવાં દુ:ખમાં કેટલાંએ વર્ષ વીત્યાં; છતાં, મા દીકરાનો પ્રેમ તો અલૌકિક હતો.

**દક્ષિણેશ્વર**માં શ્રી રામકૃષ્ણ જેવા મહાન સંન્યાસી રહેતા હતા. તેમને એમણે પોતાના ગુરૂ તરિકે સ્વીકાર્યા. શ્રીરામકૃષ્ણને જોતાંજ તેમના મનમાં એમ લાગ્યું કે આ સંતપુરૂષ મને યોગ્ય માર્ગ બતાવી ઉચ્ચ જીવન પ્રાપ્ત કરાવશે. તેમની સેવા તેમણે એવી સારી રીતે બજાવી કે શ્રી રામકૃષ્ણને એમ લાગ્યું, કે જેવા માણસની શોધમાં હું હતો તેવો માણસ મને મળી ગયો છે. વારંવાર નરેન્દ્ર પોતાની શંકાઓ તેમને પૂછતો અને તેનો સંતોષકારક ઉત્તર ગુરૂજી તરફથી તેને મળતો ગુરૂજીના શિષ્યોમાં ઘણા વિદ્વાન માણસો ગણાતા. ખરેખરે આત્મજ્ઞાન

તેમને થયું હતું અને રાતદિન સાથે બેસનારાને તેની પ્રતીતિ થયા કરતી. સર્વ શિષ્યોમાં ગુરૂજીની વૃતિ નરેન્દ્ર તરફ બહુ વળેલી હતી. નરેન્દ્ર પણ ધીમે ધીમે ઘણું ત્યાંજ રહેવા લાગ્યો. એક સમયે ગુરૂજીના શરીરે અસુખ થતાં, નરેન્દ્ર તેમની બીજા શિષ્યો સહિત સારી સેવા કરવા લાગ્યો. સમાધિ અને યોગવિદ્યાની પ્રાપ્તિ નરેન્દ્રે ગુરૂજી પાસેથી કરી. આખરે નરેન્દ્ર સંન્યાસી થઈ ગયો અને શ્રી રામકૃષ્ણના સમાગમમાં હંમેશાં રહેવા લાગ્યો. જ્યારે રામકૃષ્ણની છેલ્લી બિમારી આવી લાગી ત્યારે નરેન્દ્ર શોકાતુર થયો, અને વ્યાકુળ થવા લાગ્યો. આખરે ગુરૂજીનો દેહ પડયો અને તે દેવલોક થયા.

ગુરૂજીના અવસાન બાદ નરેન્દ્રે (વિવેકાનંદે) ગુરૂજીની કીર્તિ જાળવી. ગુરૂજીના સિદ્ધાંતોની બીજા લોકોને તેણે ઝાંખી કરાવી. દેશવિદેશ ફરી તેણે એક સંન્યાસી તરિકે સારી નામના મેળવી.

ધન્ય છે આવા શિષ્યને કે જેણે ગુરૂના સિદ્ધાંતો મુજબ વર્તી આત્મજ્ઞાન ખીલવવા દેશ પરદેશ પ્રયાસ કર્યો!

# ગુરૂ ભક્તિ.

૧. "જે ગુરૂઓની બુદ્ધિ અને સત્ય સૂર્યપ્રકાશની પેઠે પ્રકાશે છે તેઓ જગતના મહાનમાં મહાન ધર્મોપદેશકો છે, અને મનુષ્ય જાતિનો મોટો ભાગ તેમને દેવવત્ પૂજે છે."

૨. "ગુરૂનું કર્તવ્ય માત્ર શિષ્યની બુદ્ધિને કે ઈતર ગુણોને ઉત્તેજીત કરવા એટલુંજ નથી, પરંતુ તેના અંતરાત્મામાં કાંઇ પણ ઉચ્ચતા રેડવી એ તેનુ ખાસ કર્તવ્ય છે."

૩. ગુરૂએ કોઈ સ્વાર્થથી લોભાઈ જ્ઞાન આપવાનુ નથી, પણ ખરા પ્રેમથીજ તે આપવાનુ છે.

૪. અસાધારણ ગુરૂઓની સેવા અને સંગતિથી હલકામાં હલકા અને પતિતમાં પતિત માણસો પણ મહાત્મા બની જાય છે.

૫. ગુરૂ વિના જ્ઞાન નહિ.

૬. ગુરૂની સેવા એકાગ્રચિતથી કરવી.

૭ ગુરૂ એટલે ઉચ્ચ માર્ગે દોરવનાર વ્યક્તિ, શરીરના સ્થૂળ બંધનો છોડવનાર સાધન, અને સૂક્ષ્મ વિચારનો આર્વિભાવ કરનાર બળ. એની સેવામાં પછાત કેમ પડાય ?

૮. ગુરૂની સેવાનો આધાર પૈસાપર નથી, પણ હૃદય અને ઇચ્છાપર છે.

૯. 'ગુરૂજી દ્વારા જે કંઈ મને સત્ય જણાશે તે પ્રમાણેજ વર્તીશ; પછી આખું જગત વિરૂદ્ધ પડે તો તેની પણ પરવા નથી.'

૧૦. ગુરૂજીની સેવા એટલે આચારવિચારની તાલીમ, અને સાત્વિક વૃત્તિની ખીલવણી.

# પિતા ભક્તિ.

## (૧) ભીષ્મ.

**શાંતનુ** રાજા **સત્યવતી** નામની એક ખુબસુરત કન્યાને પરણવા માગતો હતો. તે રાજાને **દેવવ્રત** નામે પુત્ર હતો અને તેના ઉપર તેનો અગાધ પ્રેમ હતો. આ કારણથી તે પોતાની તીવ્ર ઈચ્છાને દબાવી રાખતો. તે માનતો હતો કે સાવકી મા પોતાના પુત્ર તરફ પ્રેમ નહિ રાખે તો સ્થિતિ દુઃખદાયક નિવડે. આ ગડમથલની અસર **શાંતનુ**ના શરીર ઉપર ઘણી થઈ. આ સ્થિતિ જોઈ દેવવ્રતે રાજાના મંત્રીઓને પૂછી જાણી લીધું કે શા માટે પોતાના પિતાની પ્રકૃતિ નાદુરસ્ત રહે છે.

**દેવવ્રત** તરતજ **સત્યવતી**ના પિતા પાસે ગયા અને કહેવા લાગ્યા, "તમારી દીકરી સત્યવતી મારા બાપ સાથે પરણાવો." તેણે કહ્યું, "રાજા શાંતનુ વૃદ્ધ થઇ ગયા છે. હું મારી દીકરી તમને પરણાવવા માંગું છું." દેવવ્રતે જવાબ આપ્યો, "તેવું બોલો મા. જ્યારથી મારા પિતાએ તેને પરણવાની ઈચ્છા કરી છે ત્યારથી તે મારી મા થઈ ચૂકી છે. રાજા સાથે તેનું લગ્ન કરો." આ સાંભળી **સત્યવતી**ના પિતાએ કહ્યું, "જો સત્યવતીનો પુત્ર ગાદી વારસ થાય તોજ હું તેને તમારા પિતા વેરે પરણાવવા ખુશી છુ." દેવવ્રતે કહ્યું, "હું મારો ગાદી ઉપરનો હક્ક છોડી દઉં છું."

"પણ તમારા છોકરાઓ મારા દોહિત્ર સાથે તે વિષે તકરાર કરશે નહિ એની કંઈ ખાત્રી છે ?" એમ સત્યવતીના પિતાએ

સવાલ કર્યો. દેવવ્રતે ઉત્તર વાળ્યો, "હું સોગનપૂર્વક કહું છું કે હું કદી પણ લગ્ન કરીશ નહિ. આથી સત્યવતીના દીકરાને કોઈ તરફની ધાસ્તી રહેશે નહિ. હવે તમે તમારી દીકરી સુખેથી મારા પિતા સાથે પરણાવો."

આવી જબરી પ્રતિજ્ઞા સાંભળી દેવલોક પણ રાજી થઈ ગયા. જ્યારે શાંતનુએ આ વાત જાણી કે મારા પુત્રે મારી ખાતર આવી પ્રતિજ્ઞા લીધી છે અને તે તેની પ્રતિજ્ઞાઓ ગમે એટલું સમજાવતાં છતાં,પાછો ખેંચી લે એમ નથી,ત્યારે તેણે શાંતનુની દીકરી સાથે લગ્ન કર્યું, અને પોતાના પુત્રને તેની આવી પિતાભક્તિ માટે વરદાન બક્ષ્યું.

પિતાની ઇચ્છા પરિપૂર્ણ કરવા કેવી નમૂનેદાર પિતાભકિત કેવી અસાધારણ પ્રતિજ્ઞા લઈ દેવવ્રતે બતાવી એ જાણી કોને તેના તરફ માન ન ઉપજે ?

આવી ભીષ્મ પ્રતિજ્ઞા લીધી તેથી **દેવવ્રત ભીષ્મ** નામે ઓળખાયા છે.

## (૨) કેસર.

કચ્છ દેશમાં કિરંતિ ગઢમાં વેહિઆસ નામનો એક રજપુત સરદાર રહેતો હતો. તે ઘણો વૃદ્ધ હતો. તેના મરણના દહાડા ભરાયા; પણ કેમે કરી તેના ખોળીઆમાંથી જીવ જાય નહિ. પથારીમાં પાંસા ફેરવી તે નીસાસા મૂકતો હતો. તેના ભાઈઓ અને ભત્રીજાઓ તેની આસપાસ ઉભા હતા. તેના પુત્ર કેસરે પોતાના પિતાને નીસાસા મૂકતા જોઈ કહ્યું, "પિતા શ્રી, આપનો જીવ કેમ જતો નથી? આપના દિલમાં શું ખટકે છે?" તેના પિતાએ જવાબ દીધો, "હે પુત્ર, મારા મનમાં મારા શત્રુ હમીર સુમરૂના વિચાર ઘોળાયા કરે છે. તેની રાજધાની સુંદર છે અને તેની પાસે પુષ્કળ ઉંટ અને ઘોડા છે. મારૂં મન તેની સાથે લડવાનું છે, પણ હું હવે તેમ કરી શકું એમ નથી. માટે જો કોઈ તેની રાજધાનીમાંથી સુંદરમાં સુંદર ૧૨૫ ઘોડા લઇ આવે એવી પ્રતિજ્ઞા કરે, તો મારો જીવ નિરાંતે જાય."આ સાંભળી ભાઇઓ અને ભત્રીજાઓ તદ્દન મુંગા ઉભા રહ્યા. તે જોઈ કેસરે આગળ આવી પોતાના પિતાના હાથમાં પાણી મૂકી તેની ઇચ્છા મુજબ કરવા વચન આપ્યું, એટલે વેહિઆસ દેવલોક પામ્યો.

ત્યાર બાદ પોતાનું વચન પાળવા તેણે પોતાના સગાંવહાલાંને હમીર સાથે લડાઇ કરવા તેને મદદ કરવા કહેવડાવ્યું; પણ કોઈ તેની સાથે આવ્યુ નહિ. તેથી પોતાના જીવને જોખમે પણ તે એકલો બહાદુર સરદાર હમીરના રાજ્યમાં ગયો; તેના તબેલા ખોલ્યા, સારામાં સારા ૧૨૫ ઘોડા બહાર કાઢયા અને પોતાને દેશ લઇ જઈ ભાટોમાં વહેંચી દીધા; ત્યાર બાદ થોડા વર્ષ પછી

હમીર અને કેસર વચ્ચે જબરી લડાઇ થઈ અને બન્ને પક્ષના પુષ્કળ આદમી મરી ગયાં. કેસર પણ તેમાં માર્યો ગયો.

આ તે પિતૃભક્તિ! કારણ કે પિતાના બોલ પાળવા પોતાની જીંદગી કેસરે જોખમમાં નાંખી. જ્યારે બીજા સગાંવહાલાં, ભાઈ ભત્રીજા વગેરે, મુંગે મોંઢે વેહિઆસ પાસે નિરાશ થઇ ઉભા રહ્યા, ત્યારે કેસરે બહાર આવી પિતાભક્તિ બતાવી તે ખરેખર વખાણવા જોગ છે.

---

## ( ૩ ) રાજા યાયાતી.

નહુશનો **પુત્ર યાયાતી** ઘણો શોખીન રાજા થઈ ગયો છે. તે ઇંદ્રિય સુખમાં રચ્યો પચ્યો રહેતો. આથી તેના સસરા, **શુક્ર રૂષિ** તેના ઉપર બહુ ગુસ્સે થયા. આ ગુસ્સાના પરિણામે રાજા **યાયાતી** જુવાન છતાં એકદમ વૃદ્ધ થઈ ગયો. આથી તેણે રૂષિના કાલાવાલા ઘણા કર્યા, ત્યારે રૂષિજીએ કહ્યું કે "તારા છોકરામાંથી કોઈ એક તને તેની જુવાની બદલી તારી વૃદ્ધાવસ્થા લેવા કબૂલ થાય તો તું એક હજાર વર્ષ સુધી જુવાની ભોગવશે." રાજાએ પોતાના પાંચ છોકરાને વારાફરતી તે વિષે પૂછવા માંડયું. પહેલા ચારે તો જુવાની આપી વૃદ્ધાવસ્થા લેવા ના પાડી. એવો તો કયો પુત્ર હોય કે પોતાની જુવાની પોતાના પિતાને આપી દે અને પોતે વૃદ્ધ થવાનું પસંદ કરે? જ્યારે પહેલા ચાર છોકરાએ ના પાડી ત્યારે પાંચમાનો વારો આવ્યો. તે સૌથી નાનો હતો અને તેનુ નામ **પુરૂ** હતું. જ્યારે તેના પિતાએ તેને તે વિષે પૂછયું ત્યારે તે પોતાના પિતા તરફ પૂજ્યભાવ અને પ્રેમ રાખતો હોવાને લીધે પોતાની જુવાની એક હજાર વર્ષ સુધી પોતાના પિતાને આપી દેવા અને તેટલાજ વર્ષ વૃદ્ધાવસ્થા સ્વીકારવા તૈયાર થયો.

હવે જ્યારે રાજા યાયાતીને આ પ્રમાણે યુવાવસ્થા પ્રાપ્ત થઈ ત્યારે તે ફરી પાછો મોજશોખમાં પડયો. તે એટલે સુધી કે દરેક જાતની મોજશોખ તેણે ભોગવી લીધી. છતાં તેને સંતોષ થયો નહિ. જો કે તેની સર્વ ઇંદ્રિયો નબળી પડી ગઈ હતી, છતાં તેની વિષય વાસના વધતી જતી હતી; જ્યારે એક હજાર વર્ષ પૂરા થવા આવ્યા ત્યારે તેને વૈરાગ્ય આવ્યો, અને

અનુભવથી માલૂમ પડયું કે ઇંદ્રિય સુખ કે વિષય વાસના તેને સંતોષવાથી મરતાં નથી. જો તેવી વાસનાને મારી નાંખવી હોય તો તેને સંયમ કરી જડમૂળથી કાઢી નાંખવી. તેથી હવે તેણે પોતાના પુત્ર પુરૂને બોલાવ્યો. તેની પિતા તરફની ભકિત જોઈ યાયાતી એટલો બધો ખુશ થઈ ગયો, કે તેણે તેની જુવાની પોતાના આખા રાજ્ય સહિત તેને પાછી આપી અને પોતે જંગલમાં જઈ વસ્યો

---

# ( ૪ ) ચંદ્રસિંહ.

જ્યારે દિલ્હીમાં મોગલો રાજ્ય કરતા હતા. ત્યારે મેવાડમાં એક સમયે લક્ષસિંહ રાજ્ય ચલાવતો હતો, તેણે મોગલોને બે વાર હરાવ્યા હતા. નિડરતાથી પોતાનું રાજ્ય તે ચલાવી રહ્યો હતો. તેને ચંદ્રસિંહ નામે કુંવર હતો. તેનો રાજ્યાભિષેક કરી લક્ષસિંહને વાનપ્રસ્થ અવસ્થા ભોગવવા વિચાર હતો.

એક દિવસ દરબાર ભરાઈ રહ્યો હતો તે વખતે મંડોરના રાઠોડ રાજા રણમલે પોતાની કુંવરીનું લગ્ન ચંદ્રસિંહ સાથે કરવાને એક બ્રાહ્મણને દરબારમાં મોકલ્યો. જેવો તે બ્રાહ્મણ દરબારમાં આવ્યો એટલે કેટલાકોએ પૂછયું, "આ નાળિયેર કોને માટે લાવ્યા છો?" લક્ષસિંહ જરા ટગોળી અને હસમુખો હતો એટલે બ્રાહ્મણ જવાબ દે તે પહેલાં બોલ્યો, 'મારા જેવા બુઢ્ઢા માટે તો ન હોયને!'. ચંદ્રસિંહ આ વખતે દરબારમાં નહોતો. જ્યારે તેને ખબર પડી ત્યારે તેણે દૃઢતાપૂર્વક વિચાર કરી લીધો કે "તે કન્યાનું મારે પાણિગ્રહણ ન કરવું."

જ્યારે લક્ષસિંહને આ બાબતની ખબર થઈ ત્યારે ચંદ્રસિંહને એણે બહુ સમજાવ્યો; પણ તે તો એકનો બે નજ થયો. ત્યારબાદ રણમલ રાઠોડને અપમાન લાગે એવી બીકથી તેની દીકરીનુ લગ્ન તેણે પોતા સાથે કરવા નિશ્ચય કર્યો. જ્યારે લક્ષસિંહે ચંદ્રસિંહને કહ્યું, 'જો, રણમલે પોતાની દીકરીનો પુત્ર ગાદીવારસ થાય તે માટે પોતાની દીકરી અહીં પરણાવવા વિચાર રાખ્યો છે," ત્યારે ચંદ્રસિંહે કહ્યું, 'હું આજથી લગ્ન નહિ કરવા પ્રતિજ્ઞા લઉં છું કે જેથી હંસાકુમારીનો દીકરો બેશક ગાદીવારસ થાય."આવી ભીષ્મપ્રતિજ્ઞા સાંભળી લક્ષસિંહના જીવને શાંતિ થઈ અને લાગ્યું કે હવે રાજ્યમાં કંઈ ટંટો ફિસાદ ગાદી માટે નહિ ઉઠે.

લક્ષસિંહે રાઠોડ હંસાકુમારી સાથે લગ્ન કર્યાં બાદ તેને એક પુત્ર થયો. તેનું નામ મુકુલજી રાખવામાં આવ્યું. આ વખતે ગયામાં મુસલમાનો તોફાન કરી રહ્યા હતા, એટલે લક્ષસિંહે ત્યાં જવાનો નિશ્ચય કર્યો. પણ તે પહેલાં મુકુલજીને રાજ્યાભિષેક કરી ચંદ્રસિંહને મંત્રી નિમ્યો, અને રાજ્યને ખરેખર વફાદાર રહેવા તેની પાસે વચન માંગ્યુ. ચંદ્રસિંહ તો તેના પૂજ્ય પિતાની કોઈપણ પ્રકારે સેવા કરવા તૈયાર હતો એટલે તેણે વચન આપી કહ્યું, 'બેફિકર રહો.'

ગયામાં લક્ષસિંહ મરણ પામ્યો અને મેવાડમાં ચંદ્રસિંહે મુકુલનું રાજ્ય આબાદ કર્યું. ચંદ્રસિંહનો લાગવગ વધેલો જોઈ રાઠોડોએ રાજમાતાના કાન ભંભેરી ચંદ્રસિંહને રાજ્ય બહાર કઢાવ્યો, અને પોતે રાજ્ય વહિવટ લઈ પોતાના ભાણેજનું રાજ્ય ચલાવવા લાગ્યા. ત્યારબાદ તેમની મરજી તે રાજ્ય પચાવી પડવાની થઈ. એ વાત જ્યારે હંસાકુમારીએ જાણી ત્યારે તેણે પોતાના પિતા સાથે એ વિષે વાતચિત કરી. જ્યારે તેણે પોતાના પિતાના દુષ્ટ વિચારો જાણ્યા ત્યારે તે ગભરાઈ ગઈ અને મનમાં મૂઝાવા લાગી, અને પોતે ચંદ્રસિંહને રાજ્યમાંથી હાંકી કાઢયો હતો તેથી પસ્તાવા લાગી. આખરે તેણે ચંદ્રસિંહને કહેવડાવ્યું કે "મારી ખાતર અને તમારા મરનાર પિતા લક્ષસિંહની ખાતર હવે મને આ સ્થિતિમાંથી બચાવો" જ્યારે ચંદ્રસિંહને આ સંદેશો મળ્યો ત્યારે મેવાડની આવી દશા જાણી તે દિલગીર થયો પણ કોઈ રીતે હિમ્મત હાર્યો નહિ. પોતાની સાવકી માની ખાતર અને પિતાના વચન ખાતર તેણે યુક્તિ કરી મેવાડ ઉપર સ્વારી કરી, રાઠોડી રાણા રણમલનો વધ થતો જોયો અને આ રીતે પોતાની પિતૃભક્તિ સાબિત કરી આપી.

## (૫) અઝમત અને જહાનઆરા.

જહાંગીર બાદશાહના મરણ પછી શાહજહાં ગાદી ઉપર બેસવા પ્રયત્ન કરવા લાગ્યો. તે દક્ષિણમાંથી દિલ્હી જવા ઉપડયો તે વખતે તેને લોદીખાનની હકુમતવાળા પ્રદેશમા થઇને જવાનુ હતું. તેથી તેણે પોતાના છોકરા સાથે કહેણ મોકલ્યુ. આ બાબતમાં કંઈ સંતોષકારક જવાબ નહિ મળવાથી જ્યારે શાહજહાં પાદશાહ થયો ત્યારે તે તેના તરફ તિરસ્કારથી જોવા લાગ્યો. એક વખત એને એના કુટુંબ સહિત શાહજાહાંએ આગ્રામાં હેરાન કર્યો અને તે મહામુશીબતે ત્યાંથી નાસી છૂટયો.

લોદીખાનની પત્ની આ સંજોગોમા મારી ગઈ હતી અને અને તે તેના બે પુત્ર અને એક છોકરી સહિત નદી કિનારે આવી લાગ્યો. તેની સાથે થોડા અનુયાયી હતા. બીજે દિવસ સહવાર સુધીમાં પાદશાહના માણસો તેમને પકડવા આવી લાગશે, તેથી રાત્રે લોદીખાને પોતાના પુત્રોને કહ્યું; "જુઓ, આપણે હવે સંકટમાં સપડાયલા છીએ. નાસી છૂટવાનો એક પણ માર્ગ નથી. શત્રુની કૃપા પર જીવન છોડશો કે રણાંગણમાં મરવા તૈયાર છો?" મોટો પુત્ર હુસેનખાન બોલ્યો, પિતાજી, 'હું તો તમારી પડખે રહી યુદ્ધ કરી મરવું પસંદ કરૂં છું." નાના પુત્રે અઝમતે પણ તેજ પ્રતિજ્ઞા લીધી.

હવે લોદીખાને પોતાની પુત્રી જહાનઆરાને કહ્યું કે "પુત્રી, તું એવા કોઈ મરદ સાથે પરણજે કે જે તારા પિતાનું ગૌરવ વધારે." પણ પિતાભકત વિરાંગનાએ કહ્યું, "પિતાજી, એમ નહિ બને, હું તો તમારી સેવા કરતી કરતી મરવા તૈયાર છું. તમને છોડીને હું જવા માંગતી નથી. જો કે હું સ્ત્રી છું, છતાં હું તમારી ઓથથી પુરૂષના જેવાં પરાક્રમ કરવા સશકત છું."

આ સાંભળી લોદીખાનનાં હર્ષનો પાર રહ્યો નહિ. હવે તેના અનુયાયીઓએ પણ મરતાં લગી લડવાનો પોતાનો ઇરાદો જાહેર કર્યો. આટલું નક્કી કર્યા પછી તેઓ રાત્રે સૂઈ ગયા.

સહવારમાં મોગલ સૈન્ય આવી લાગ્યુ. તેની સાથે તેઓ બહાદુરીથી લડયા. હવે લોદીખાન પાસે થોડા માણસો રહ્યા. રાત પડતાંજ લોદીખાન અને તેના પુત્રોએ પાછી એક બીજા સાથે મસલત કરી નકકી કર્યું કે સહવારે લડાઈ પહેલાં લોદીખાન, જહાનઆરા અને ગમે તે એક પુત્રે નદી ઓળંગી પેલે પાર જતા રહેવું, અને એક પુત્રે શત્રુ સાથે તે દરમ્યાન લડી લેવું.

સહવાર પડતાંજ, શત્રુઓ દેખાયા. હુસેનખાન અને લોદીખાન નદીમાં ઉતર્યો, પણ જહાનઆરા ન દેખાઈ તેથી તેમને ફીકર પડી. પણ તે તો પોતાના ભાઈ અઝમત સાથે ત્યાં રહી. પોતાના પિતા સામે કિનારે સહીસલામત પહોંચે તેટલા માટે શત્રુને રોકી રાખવા તે અઝમતને મદદ કરવા લાગી. અઝમત અને જહાનઆરા કુશળતાપૂર્વક લડયા. શત્રુઓ તેમના પરાક્રમ જોઈ અચંબો પામ્યા. અઝમત તો માર્યો ગયો. જહાનઆરાએ અઝમતના પ્રાણ લેનારને અસિપ્રહારથી રામશરણ મોકલ્યો. પોતાના પક્ષના સર્વ માણસો મરણ પામેલા હતા અને પોતાના પિતા અને બંધુની બૂમ સાંભળી તેણે નદીના પાણીમાં ઝંપલાવ્યું. પાણીનો વેગ ભારે હતો. ઘોડો થાકયો હતો અને લગભગ પાણીની અધવચ આવતાં ફસાઈ પડયો. જહાનઆરા તરવા લાગી અને મહામુશીબતે કિનારે પહોંચી ગઈ. ત્યાં પિતા પુત્રી એક બીજાને ભેટયાં. પોતાના છોકરાંની ભક્તિ આટલી બધી તેના તરફ છે તે જોઈ તે ગળગળો થઈ ગયો. પિતા, અને ભ્રાતાના જીવને હાનિ ન પહોંચે એ માટે અઝમતે લડતાં પ્રાણ ખોયો, અને જહાનઆરાએ ઘા ખમ્યા. ધન્ય છે આવા પિતાભકિત દાખવનારાં પુત્ર પુત્રીને !

# પિતાભક્તિ.

૧ જે પોતાના પિતાને સુખ આપે તેજ ખરો પુત્ર છે.

૨ પિતા તમને કેળવણી આપવાના સાધનો પૂરાં પાડે છે, અને દુઃખ વેઠી તમારો ઉદરનિર્વાહ કરે છે તેના બદલામાં તમારે તેની સેવા કરવીજ જોઈએ.

૩ પિતાને માટે હમેશાં માન હોવું જોઈએ. તેમની સાથે સભ્યતાપૂર્વક વર્તી તેમની આજ્ઞા પાળવી.

૪ માતા પિતા તમને ઉછેરવા જે શ્રમ લે છે તેમનો બદલો તમારાથી કોઈ રીતે વાળી શકાય તેમ નથી. તેમની સેવા તેમને સંતોષ વળે એવી રીતે કરો તોજ તમારૂં જીવન કંઈ પ્રમાણ.

૫ માતા, પિતા અને ગુરૂના પ્રેમથી કોઈનો પ્રેમ અધિકતર નથી. તેથીજ તમારે તેમના તરફ કૃતજ્ઞ રહેવું.

૬ બિમારીના સમયમાં પિતાની સેવા તમારાથી બને તેટલી કરવી. એવી સેવા કરવાની તક ભાગ્યેજ મળે છે.

૭ ન્યાયી પિતા તમને મોટી ઉમ્મરે કેટલીક સ્વતંત્રતા આપે છે. તેનો દુરૂપયોગ થાય તો તમારી પડતી નજીક છે એમ સમજજો.

૮ પિતા સાથે તકરાર કરવી, પિતાના દોષ જોઈ ઘરમાં ક્લેશ કરવો એ વિનય નજ કહેવાય. અણગમતી સ્થિતિમાં પણ સંતોષ રાખી, વિનયથી અને સંપથી કામ નિભાવી લેવું એમાં સેવાભાવ રહેલો છે.

૯ મહાન પુરૂષોએ પિતાના વચનો પાળવા અદ્‌ભુત ત્યાગ કરેલા છે, અને અસંખ્ય સંકટ ભોગવ્યા છે.

૧૦ સુજ્ઞ પિતા આશિર્વાદરૂપ છે. તેની આંતરડી દુભવવા કયો હતભાગી પુત્ર તૈયાર થાય?

# દયા.



## ( ૧ ) વિક્ટોરિઆ.

એક વખત કુંવરી વિક્ટોરિઆને તેમની માતાએ દશ રૂપિયા આપ્યા હતા. તેમણે એક બાળકને રડતાં જોયુ. તેમનું હૃદય ભરાઈ જવાથી તેમણે તપાસ કરી તો બાળકની ટોપી પાણીમાં પડી જવાથી તે રડતું હતું. તરતજ તેમણે પોતાની પાસે જે દશ રૂપિયા હતા, તે તેને આપી દીધા. આ તે દયા, અને હૃદયની કોમળતા.

એક બીજે પ્રસંગે તે એક દુકાને હતાં. ત્યાં એક બાઈ ગળે પહેરવાનો એક હાર તપાસી રહી હતી. તે હાર તેને બહુ ગમ્યો; પણ તે કીંમતી હતો. તેની પાસે પૈસા નહિ હોવાથી તે દિલગીર થઈ અને વીલે મોંઢે દુકાન છોડી જતી રહી. આ સઘળું વિક્ટોરિઆ જોઈ રહ્યાં હતાં. તેમને એ બાઇની દયા આવી અને તેના સંયમની તેઓ મનમાં પ્રસંશા કરવા લાગ્યાં. તરતજ તે હાર તેમણે ખરીદી એક મઝાની પેટીમાં ગોઠવી તે બાઈને ભેટ તરિકે મોકલી આપ્યો.

આવી દયા અને ઉદારતા બનાવવાનુ કોને ન ગમે?



## (૨) ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર.

**ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર** બંગાળાના રહીશ હતા. તેઓ નાના હતા ત્યારે એકવખતે તેમણે એક ગરીબ છોકરાને ફાટાતૂટાં કપડાં પહેરેલો જોયો. આ જોઈ તેમના દિલમાં દયા ઉપજી. પોતાનાં સારાં કપડાં ઉતારી તેમણે તે ગરીબ છોકરાને પહેરાવ્યાં અને પોતે તેનાં ફાટાતૂટાં કપડાં પહેરી લીધાં. એ પહેરી પોતે પોતાની **ભગવતી** માતા કને ગયા. તે જોઈ **ભગવતી** માતાને આનંદ થયો અને કહ્યું કે "તેં બહુ સારૂં કર્યું; તારે માટે બીજા કપડાં તૈયાર કરીશ."

આ **ઈશ્વરચંદ્ર** મોટા થતાં મોટા પગારે એક અધ્યાપક થયા. તેઓ પોતાની માતાના ઘરેણાં વગેરે વેચી ભણેલા. જ્યારે પોતાની સારી સ્થિતિ થઈ ત્યારે પોતાની માતુશ્રીને તેમણે તેવાં ઘરેણાં અપાવવા આગ્રહ કર્યો. પણ ભગવતી દેવીએ તેને કહ્યુ કે 'દીકરા, એક પાઠશાળા ખોલ કે જ્યાં અજ્ઞાન માણસો ભણી શકે; એક દવાખાનું ખોલ કે જ્યાં ગરીબોને દવા મળી શકે અને એક ધર્મશાળા ખોલ કે જ્યાં ગરીબો આરામ લઈ શકે." માની ઈચ્છા મુજબ ઈશ્વરચંદ્રે તેમ કર્યું અને પોતાનુ જીવન લોકની સેવા કરવામાંજ ગાળ્યું.

મા અને દીકરો બન્ને કેવાં દયાળુ !

---

## ( ૩ ) ફિલિપ સિડની.

**ફિલિપ સિડની** નામનો એક અંગ્રેજ સરદાર ઝુટફેનની લડાઇમાં મરવાની અણી ઉપર હતો. તે ઘાયલ થયો હતો. અને પાણી માટે તરફડીયાં મારતો હતો. એક સિપાઈ તેને માટે પાણીનું પ્યાલું લાવ્યો. જેવું તેણે તે પ્યાલું પોતાના તરસ્યા હોઠ ઉપર મૂકયું કે તરતજ તેની નજર એક જમીન ઉપર ઢળી પડેલા અને ઘાયલ થયેલા સિપાઈ ઉપર પડી. તેને પણ બહુ તૃષા લાગી હતી, તેથી તે સિડની તરફ ટગર ટગર આશાની નજરથી જોતો હતો. તે જોઈ સિડનીએ તે પ્યાલું પેલા ઘાયલ થયેલા સિપાઇને આપવા હુકમ કર્યો અને બોલ્યો કે, "તેને મારા કરતાં પાણીની વધુ જરૂર છે." તે સિપાઇએ પાણી પીધું અને પોતાની તૃષા સંતોષી સિડનીને મનમાં આશિરવાદ દીધો.

## (૪) સમ્યકતગિન.

એક સમયે એક પ્રવાસી એક જંગલમાં થઈ જતો હતો. તાપ પુષ્કળ પડતો હતો અને આગળ મુસાફરી કરવી મુશ્કેલ હતું. તે મુસાફર પોતાના અશ્વપરથી નીચે ઉતર્યો, અને કંઇક આરામ લેવા વિચાર કરતો હતો; તેવામાં એક ઝાડીમાંથી એક સિંહ નીકળી આવ્યો, અને તેણે તેના ઘોડા ઉપર છલંગ મારી. મુસાફરે આ જોતાંજ પોતાની અસિ (તલવાર) મ્યાનમાંથી બહાર કાઢી સિંહને મારી નાખ્યો. સિંહ તો મરણ પામ્યો, છતાં તેણે પોતાના ઘોડાને એવો સખ્ત પંજો માર્યો હતો કે તેથી ઘોડો ગંભીર રીતે ઈજા પામ્યો હતો અને થોડાક કલાકમાં મરણ પામ્યો.

હવે તે મુસાફરને રસ્તો પગે માપવાનો હતો. તે અરણ્યમાં આવી લાગ્યો. ત્યાં તેણે એક હરણીને તેના બચ્ચાં સાથે ફરતી જોઈ હરણી તરફ તે પ્રવાસીએ ધસારો કર્યો એટલે તે હરણી નાસી ગઈ અને મુસાફરે એકદમ તેના બચ્ચાંને પકડી લીધું. તે લઈ હવે તે આગળ વધવા માંડયો. આગળ જતાં એક ઘાડું જંગલ આવ્યુ તેમાં તે દાખલ થયો. તે ઘણો થાકી ગયો હતો અને તેને ભૂખ લાગી હતી. ભૂખનું સાધન પોતાની કને હતું, એટલે તેણે લાકડા સળગાવી તે બચ્ચાંને મારી નાંખી તેનુ માંસ પકાવવાનો વિચાર કર્યો. એજ પળે તેણે દૂરના ઝાડ આગળ પેલી હરણીને શોકાકુલ જોઈ. હરણીની આંખમાંથી અશ્રુ વહેતાં હતાં. તે ઉંચું મ્હોં રાખી તે પ્રવાસી તરફ એકી ટસે જોઈ રહી હતી જાણે તેને કરગરતી હોય કે મારૂં બચ્ચું

છોડી દે. આ દ્રશ્ય કરૂણ્ય હતું. કોઇને પણ દયા ઉપજ્યા વિના ન રહે.

મુસાફરના મનમાં પણ દયા ઉપજી. તે બચ્ચાં આગળથી દૂર ખસી ગયો એટલે હરણી છલંગ મારી બચ્ચાં કને આવી તેને ચાટવા લાગી. મુસાફર જરા તેમની પાસે જવા લાગ્યો કે હરણી ત્યાંથી દૂર જતી રહી. તે બચ્ચું અને હરણી એક બીજા પ્રત્યે અતિ પ્રેમથી જોવાં લાગ્યાં. મુસાફરનું હૃદય આ સ્થિતિ જોઈ પીગળી ગયું અને તેણે તે બચ્ચાંને છોડી દીધું. એકદમ દોડતું તે તેની મા પાસે જતું રહ્યું. આ વખતે તે બન્ને બહુ આનંદ પામવા લાગ્યાં. તેઓ જંગલ તરફ જવા લાગ્યાં. થોડેક દૂર ગયા બાદ હરણી પાછું ફરી તે મુસાફર તરફ જોઈ પોતાની કૃતજ્ઞતા તેને બતાવતી હોય તેમ જોઈ રહી. ત્યાર બાદ બન્ને અદૃશ્ય થઈ ગયાં.

આ મુસાફર બીજો કોઈ નહિ પણ સબુકતગિન હતો. જે દયા તેણે બતાવી એ ખરેખર નમૂનેદાર હતી. દયા બતાવી તેણે હરણીનું મન શાંત કર્યું અને પોતે આનંદ પામ્યો.

---

## (૫) માર્થા.

ફ્રાન્સ દેશના એક ગામમાંથી એક વખત એક કુમારિકા પૂલ ઓળંગી નજીકના શહેરમાં જતી હતી. તેની સાથે તે એક પૂરીથી ભરેલી ટોપલી લઈ જતી હતી. આ પૂરીઓ તેણે જાતે બનાવી હતી અને પોતાની બેનને ભેટ તરિકે આપવા માગતી હતી. પૂલની પેલી બાજુએ તે પહોંચી ત્યારે તેણે ત્યાં ઘણાજ ભૂખ્યા અને અધમૂઆ થઈ ગયેલા કેદીઓને દીઠા. આ જોઈ તેનું હૃદય પીગળ્યું; તેથી તે છોકરીએ પોતાની બધી પૂરીઓ તેમને વહેંચી આપી.

ઇ. સ. ૧૮૦૫ની સાલમાં આ છોકરી ઉંમરે મોટી થવાથી બૈરી દેખાવા લાગી. તે વખતે એક બીજો બનાવ બન્યો. જે શહેર પાસે તે રહેતી હતી તેની પડોશના એક ઝુંપડામાં આગ લાગી અને કેટલાક માણસો આગમાં બળી જવાની ધાસ્તીમાં હતા. તે વખતે તેણે અંદર ઘુસી જઈ ત્રણ માણસોને બચાવ્યા. આ બાઈને લોકો **માર્થા** કહેતા. તે સાધુવૃત્તિવાળી બાઈ હતી અને તેના હૃદયમાં દયાનો ઝરો હમ્મેશ વહ્યા કરતો હતો.

ઇ. સ. ૧૮૦૭ની સાલમાં એક બાળક નદીમાં ઉથલી પડયું અને જોશથી વહેતા પાણીમાં જીંદગી બચાવવા તરફડીઆં મારતું હતું, તેવામાં એક બાઈ નદીમાં કૂદી પડી અને બાળકનો જીવ બચાવ્યો. એ બાઈ કોણ હતી ? તે માર્થા હતી.

ઇ. સ. ૧૮૧૬-૧૭ની સાલમાં જ્યારે ફ્રાન્સના અમુક ભાગમાં દુકાળ પડયો ત્યારે તેજ બાઈ ઘેરઘેર ભટકી પૈસા ભેગા કરી ગરીબ લોકોને અનાજ પૂરૂં પાડવા લાગી. જ્યારે ઇ. સ. ૧૮૨૪માં **માર્થા** મરણ પામી ત્યારે હજારો લોકો તેને માટે શોક કરવા લાગ્યા.

## દયા.

૧. "દાન કરતાં દયા ભલી," વળી" દયા ધર્મનું મૂળ છે."

૨. "દયા ધરમકા મૂળ હે, પાપ મૂળ અભિમાન.
તુલસી દયા ન છાંડિયે, જબલગ ઘટમેં પ્રાણ."

૩. "ન્હાનાં ન્હાનાં દયાનાં કાર્યોમાં અને સામાન્ય પ્રસંગોમાં પણ નૈસર્ગિક સદ્દ્વૃતિઓને સ્વતંત્ર રીતે ખીલવા દેવામાં કેટલું માધુર્ય અને સૌંદર્ય સમાયલું છે."

૪. માનવ જીવનમાં અડધા દુઃખ પરસ્પર દયા, પરોપકાર અને સહાનુભૂતિથી નિવારી શકાય."

૫. જે ગરીબને આપે છે તે પ્રભુને ધીરે છે.

૬. દયાળુ માણુસને જો નસીબ સહાય કરે તો તે છૂટે હાથે ગરીબોની સેવા કરી શકે છે.

૭. દયા હૃદયની નમ્રતા અને ઉદારતામાં રહેલી છે.

૮. "દયાળુ હૃદય જેની જેની પાસે જઈ શકે છે તે સર્વને માટે તે આનંદના ઝરારૂપ અને જીવનની મુશ્કેલીઓમાં વિશ્રાંતિના ફુવારા રૂપ થઈ પડે છે."

૯. દયાથી થયેલું કામ કદી નાશ પામતું નથી.

૧૦. દયાનું સ્થાન હૃદય છે. ત્યાં પ્રેમ પણ વસે છે. પ્રેમ એજ દયાનું મૂળ.

# ઔદાર્ય.

## (૧) મોટા બાજીરાવ પેશવા.

ઇ સ. ૧૮૨૮માં ગોદાવરી નદીને કિનારે બાજીરાવ અને નિઝામ ઉલ્મુલ્ક વચ્ચે યુદ્ધ થયું. તેમાં મરાઠા જીત્યા અને મુસલમાન લોકો હારી ગયા. તે વખતે નિઝામના લશ્કરમાં અનાજની તંગી પડી. એ અરસામાં તેમનો એક તહેવાર પણ આવી પહોંચ્યો; તેથી, નિઝામે પેશવાને કહેવડાવ્યું કે 'અમારા લશ્કરમાં દુકાળ પડયો છે; માટે મહેરબાની કરી અનાજ મોકલશો?" આ ઉપરથી બાજીરાવે પોતાના મંત્રીઓની સભા ભરી. તેમાં એકે કહ્યું કે "આપણે કંઈ પણ મોકલવું ન જોઇએ." બાજીરાવ બોલ્યા, "શત્રુ જ્યારે માંદો, ભૂખ્યો કે ઉંઘતો હોય ત્યારે તેનો નાશ કરવો એ કાયરનું કામ છે. માટે આપણે અનાજ વગેરે મોકલવું." ત્યારબાદ અનાજથી ભરેલી પાંચ હજાર ગુણ નિઝામની છાવણીમાં મોકલવામાં આવી. આ જોઈ નિઝામ તાજુબ થયો અને તેણે એકદમ સંધિ કરી. પછી તેણે પેશ્વાની મુલાકાત લઇ તેનો ઉપકાર માન્યો.

## (૨) શિવાજી.

જે વખતે શિવાજી દિલ્હીમાંથી ઔરંગઝેબના કેદખાનામાંથી નાસી છૂટયો, તે વખતે તેની સાથે સંભાજી, યેસાજી અને તાનાજી માલસુરા હતા. શિવાજીને શોધી કહાડવા માટે ઔરંગઝેબે એવી દાંડી પિટાવી હતી કે જે કોઈ શિવાજીને શોધી કાઢી મારી આગળ રજુ કરશે તેને બે હજાર મોહોર ઇનામ મળશે. આ ઉપરથી શહેરના બધા લોક તેની શોધ કરવા લાગ્યા.

રસ્તે જતાં શિવાજી અને તેના સાથીઓને એક ભયંકર વાઘ મળ્યો. તેણે શિવાજી ઉપર ધસારો કર્યો. પણ શિવાજીએ તેને પોતાના દંડુકાથી એવો સખ્ત પ્રહાર કર્યો કે તે પ્રાણી વ્યાકુળ થઈ ગયુ વધારે ખીજવાઈ તેણે ફરી શિવાજી ઉપર હલ્લો કર્યો. આ વખતે શિવાજીએ ફરીથી સખ્ત ફટકો લગાવ્યો. પણ તેમ કરતાં તેના દંડુકાના બે કકડા થઈ ગયા. તાનાજીએ એકદમ દોડી આવી વાઘને એવો જબરદસ્ત પ્રહાર કર્યો, કે વાઘ નાઠો અને પાછો બિલકુલ દેખાયો નહિ. વાઘે શિવાજીના ડબા ખભા પર પોતાના પંજાથી ઉંડો ઘા કર્યો હતો, અને તેમાંથી પુષ્કળ લોહી વહી જતું હતું. વનસ્પતિ વગેરે લગાડીને ઘામાંથી નીકળતું લોહી અટકાવવામાં આવ્યું. હવે તેને માટે રહેવાને કોઈ સ્થળ શોધી કાઢવું જોઇએ. તેઓ મુર્શીદાબાદ પહોંચ્યા. ત્યાં એક બ્રાહ્મણ તેની મા સાથે રહેતો હતો. તેને વૈરાગ્ય આવ્યો હતો, અને તે પોતાનો વખત પોતાની માતુશ્રી સાથે ગાળી ઇશ્વર ભજન કરતો હતો. તેણે શિવાજીને આશ્રય આપ્યો અને હંમેશ ભિક્ષા માગી લાવી તેમનું પોષણ કરતો. થોડા

દિવસ પછી શિવાજીએ તાનાજી, યેસાજી અને સંભાજીને દક્ષિણમાં જવા કહ્યું. તેઓને તે માન્યા વગર ચાલ્યું નહિ; પણ તાનાજી અને યેસાજીએ એવી છૂપી મસલત કરી કે તાનાજીએ શિવાજીની મુશીબત વખતે મદદ કરવા અહીં છૂપા રહેવુ.

ત્યાર બાદ એક દિવસ બ્રાહ્મણને પૂરતું અનાજ ન મળવાથી પોતે અપવાસ કર્યો અને શિવાજીને અને પોતાની માને, હતું તેટલું ખવડાવ્યુ. જ્યારે શિવાજીએ વિચાર્યું કે બ્રાહ્મણે આવી રીતે મારે માટે કેટલાએ અપવાસ કર્યા હશે ત્યારે તેનુ દિલ ઉપકારના બોજા નીચે દ્રવિત થયુ. બ્રાહ્મણની મુશ્કેલી દૂર કરવા અને તેને પૈસે ટકે મદદ કરવા તેણે ઘણો વિચાર કર્યો; પણ, કંઈ ઉપાય જડયો નહિ. આખરે તેણે બ્રાહ્મણને કાગળ, ખડીયો અને કલમ લાવવા કહ્યું અને પોતાને સાધારણ રીતે લખતાં આવડતું હોવાથી એક પત્ર મુર્શીદાબાદના સુબા પર લખ્યો. તેમાં નીચે પ્રમાણે લખ્યુ;

"જો તમારે શિવાજીને પકડવો હોય તો આ બ્રાહ્મણને ત્યાં આવો. પણ જે ઇનામ બાદશાહે ફરમાવ્યું છે તે આ બ્રાહ્મણને મળવું જોઇએ. જો તેમ ન કરતાં શિવાજીને પકડવા મહેનત કરશો તો પસ્તાવું પડશે."

આટલું લખી કાગળ બ્રાહ્મણને સોંપ્યો અને તે તેને સુબા કને લઈ જવા કહ્યું. તેણે સુબાને જઈ કાગળ આપતાંજ સુબો તો ખુશ થઈ ગયો અને થોડાક આબરૂદાર માણસો લઈ બ્રાહ્મ-ણને ત્યાં ગયો. બે હજાર મોહોરની થેલી બ્રાહ્મણને આપી શિવા-

જીને કબજે કરી ચાલતો થયો. જ્યારે બ્રાહ્મણે જોયું કે પોતેજ પોતાના આશ્રિતના કેદ થવાનું કારણભૂત થયો છે ત્યારે તેણે થેલીને લાત મારી કલ્પાંત કરવા માંડ્યું. છૂપી રીતે સઘળી વાતની તપાસ રાખતા તાનાજીએ સવિસ્તર હકીકત બ્રાહ્મણ પાસે જાણી, ત્યારે શિવાજીનું ઔદાર્ય જોઈ બન્ને જણ છક થઈ ગયા. ત્યારબાદ તાનાજી અને તે બ્રાહ્મણે શિવાજીનો છુટકારો સુબા અને તેના વીશ આદમીને મારી નાંખી મેળવ્યો હતો.

શિવાજીનું ઔદાર્ય ખરેખર વખાણવા લાયક છે. પોતાની જાતને જોખમમાં નાંખી તે બ્રાહ્મણને મદદ કરવા તે તત્પર થયો એનાથી વધારે દિલનુ મોટાપણું કયુ હોય?

---

## ( ૩ ) ત્રીજો વિલ્યમ.

ઈ. સ. ૧૬૮૮માં ઇંગ્લંડ દેશમાં એક બહુ મોટી ઉથલ પાથલ થઈ અને તેને પરિણામે ત્યાંના રાજા બીજા જેમ્સને પદભ્રષ્ટ કરવામાં આવ્યો. જેમ્સે ફ્રાન્સમાં જઈ ત્યાંના રાજાનું રક્ષણ માગ્યુ. વળી તે ત્યાંજ રહેવા લાગ્યો. ઇંગ્લંડ દેશમાં એવો હુકમ કરવામાં આવ્યો હતો કે કોઈ પણ શખ્સે પદ-ભ્રષ્ટ થયેલા રાજા સાથે કોઈપણ જાતનો વહેવાર રાખવો નહિ. જેઓ તેમ કરશે તેમને રાજદ્રોહી ગણી સજા કરવામાં આવશે. આમ છતાં કેટલાક ઉમરાવ છૂપો પત્રવહેવાર જેમ્સ સાથે રાખતા હતા. તેમાંનો એક ગૉડોલ્ફિન નામનો હતો. આ ઉમરાવનું લોકોમાં માન સારૂ હતું. વિલ્યમ રાજાના હાથમાં તેના કેટલાક પત્રો પકડાયા; તેથી તેણે તે ઉમરાવને ખાનગીમાં બોલાવ્યો અને કહ્યું, "તમારી આગલા રાજાને માટેની સ્વામિ ભકિત જોઇ હું ઘણો ખુશ છે; પણ, વખતને પણ તમારે માન આપવું જોઇએ. આવી ભકિતના જોસ્સામાં તમારા હાલના રાજાને હાનિ પહોંચે તેવું તમે કરો છો. તમે સુજ્ઞ છો, એટલે એ વિષે મારે વધુ કહેવું યોગ્ય નથી. આજ સુધી જે બની ગઈ તે બની; પણ હવે પછી આ રીત તમે જો છોડી દેશો તો હું બહુજ આનંદ પામીશ અને તમને મારા વિશ્વાસુ ઉમરાવ તરિકે ગણીશ." આમ કહી તે ઉમરાવને તેને વિષે કંઈ વહેમ રહે નહિ તેટલા માટે બધા પત્રો તેની નજર આગળ બાળી નાંખ્યા. આ જોઇ ઉમરાવને પોતાના દિલમાં વિલ્યમ માટે ઘણું માન ઉત્પન્ન થયું અને તેણે હંમેશ માટે પોતાની અસલ રીત છોડી દીધી અને વિલ્યમનો એક વિશ્વાસુ ઉમરાવ તેમજ મિત્ર બની રહ્યો.

## (૪) આવાંબાઈ.

લગભગ સો સવાસો વર્ષ પહેલાં **માહીમ** અને **વાંદરા** વચ્ચે જે દરિયાની ખાડી આવી રહી છે તે ઉપર પૂલ નહતો. લોકોને તે ખાડી હોડીઓમાં બેસી ઓળંગવી પડતી. તેમાં ઘણી અડચણો નડતી અને કેટલીક વખતે ખાડીમાં તોફાન થતાં કેટલાક જાનને જોખમ લાગતું. એક વખત એવી પંદર વીશ હોડીઓ પાણી ઉપર તોફાનમાં સપડાઇ ગઈ અને તેમાં બેઠેલાં બધાં માણસો ડૂબી ગયાં.

આ હકીકતની ખબર આવાંબાઈને કાને પડી. તેઓ મૂળ વતની **નવસારી**ના હતા અને **મુંબઈ**ના પ્રખ્યાત થયેલા **સર જમશેદજી બાટલીવાળા** સાથે પરણ્યા હતા. આ ઉદાર બાઈએ પોતાના ધણીની સહાયથી તે ખાડી ઉપર પૂલ બંધાવવા દ્રઢ વિચાર કર્યો અને તે માટે પોતે બધો ખર્ચ આપવા સરકારને પોતાનો વિચાર જણાવ્યો. જ્યારે પૂલ પૂરો બંધાઈ રહ્યો, અને માણસો અને ગાડીઘોડા સ્હેલાઈથી વગર જોખમે તેના ઉપરથી જઈ શકે એમ લાગ્યુ, ત્યારે બધો મળી ખર્ચ એકલાખ અઠ્ઠાવન હજાર રૂપિયાનો થયો હતો. તે બધો વિના સંકોચે બાઇ આવાંબાઇએ પૂરો પાડયો. તે વખતના ગવર્નર સાહેબે તેમની ઉદારતાના ઘણાં વખાણ કર્યા હતાં.

પૈસાનો સારો ઉપયોગ તો આવોજ કહેવાય. લોકહિતના કાર્ય ઉદાર દિલથી આવાંબાઇની માફક કરે તેજ ઉદાર કહેવાય.

---

## (૫) હાતિમતાઈ.

**અરબસ્તાનમાં હાતિમતાઇ** બહુજ સખી ગૃહસ્થ ગણાતો. એની પ્રખ્યાતિ એટલી બધી વધી ગઈ કે આસપાસના નાના રાજાઓ તેની કીર્તિની અદેખાઈ કરવા લાગ્યા. તેમણે **હાતિમ**ની કસોટી કરવા એક દાવપેચ કર્યો. એક માણસને તેઓએ **હાતિમ** પાસે મોકલ્યો, અને એવો પેગામ કહેવડાવ્યો કે ઉંચામાં ઉંચી જાતના, ગુલાબી વાળવાળા, કાળી આંખવાળા અને ઉચી ખુંધવાળા ઉટ મોકલશો.

હવે આવા ઉંટ જવલ્લેજ મળે છે, અને જો મળે તો તેની કિંમત બહુ પડે છે. હાતિમે તે માણસની આગતાસ્વાગતા કરી. ત્યારબાદ ઢંઢેરો પિટાવ્યો કે "જે માણસો પાસે ગુલાબી વાળવાળા, કાળી આંખોવાળા અને ઉચી ખુંધવાળા ઉંટ હોય તેઓએ મારી કને તે લાવવા. તેમને તેની પૂરતી કિંમત બે માસમાં આપી દેવામાં આવશે." આ ઢંઢેરો સાંભળી જેમની પાસે એવાં ઉટ હતાં એવાં સો માણસો પોતાના ઉટ લાવ્યા. તે સઘળાં હાતિમે ખરીદી લીધાં અને પેલા એલચીને સોપ્યા.

તે એલચી ઉંટ પોતાના સુલતાન પાસે લઈ ગયો જ્યારે તેને અને તેના મળતિયાઓને એ વિષે ખબર થઈ ત્યારે તેઓ તાજુબ થયા અને હૃદયમાં **હાતિમની** પ્રશંસા કરવા લાગ્યા. તેઓએ દરેક ઉટ ઉપર પુષ્કળ દોલત મૂકી અને હાતિમને વધુ કસી જોવા તે ઉટો પોતાના માણસ સાથે પાછા રવાના કર્યા હાતિમે જ્યારે દોલતથી લધાયલાં ઉટો જોયાં ત્યારે ફરી ઢંઢેરો પિટાવ્યો કે "જેઓએ ઉટ મને આપ્યા છે તેઓએ હાજર થવું." જ્યારે માલીકો હાજર થયા ત્યારે હાતિમે કહ્યું કે "તમારે તમારૂં ઉંટ તે ઉપર જે કંઈ હોય તે સાથે લઈ તમારે ઘેર જવું." જ્યારે પેલા રાજાઓએ સાંભળ્યું કે હાતિમે તો બધી લાધેલી દોલત સહિત ઉટો પાછાં આપી દીધાં ત્યારે તેઓ તેની ઉદારતાની ખરી કદર કરી શકયા અને બોલ્યા; 'ખરેખર, હાતિમ તો એવી ઉદારતા બતાવે છે કે જે માણસ જાતમાં ભાગ્યેજ જોવામાં આવે.'

# ઔદાર્ય.

૧. જગતમાં સર્વદા દાતા બનો.

૨. દાનના બદલામાં કંઇપણ મેળવવાની આશા રાખશો નહિ.

૩. કોઇ માણસે તમારૂં નુકસાન કર્યું હોય તે ભૂલી જજો; પણ તેણે જે ઉપકાર કર્યો હોય તે કદી ભૂલશો નહિ.

૪. "દેશ, કાળ અને પાત્ર કુપાત્રનો સહજ વિવેક રાખવાથી પણ દાનની કિંમત બેવડાય છે."

૫. "જે ગરીબોને આપણે આપીએ છીએ તેઓ પૃથ્વી પરથી સ્વર્ગમાં આપણા માલને લઇ જનાર હેલકરી સિવાય બીજું શું છે?"

૬. "ઔદાર્ય મનુષ્યની સેવામાં સમાયલું છે. જેટલા પ્રમાણમાં અન્યની સેવા થાય તેટલા પ્રમાણમાં ચારિત્ર ઉત્કૃષ્ટ બને."

૭. દુ:ખીને દુ:ખમાં સહાય ન આપો તો તમારી જાતને બેવફા થશો.

૮. તમારા ઔદાર્ય વડે કેટલા આત્માઓના દુ:ખના ભાર તમે હલકા કરો છો તેનો વિચાર કરશો તો તમે કદી પણ ઔદાર્ય દાખવતાં પાછા નહિ હઠો

૯. દાન કરતાં દાન આપવાની રીત વધારે મહત્વની છે.

૧૦. "એક માણસને આપવું ને તેનું કલ્યાણ કરવું તે સારૂં છે, પરંતુ ઘણાના ઉપર ઉપકાર કરવો, ઘણાને સહાય કરવી એ વધારે સારૂં છે."

# વિનય.



## (૧) રૂમનો પાદશાહ.

**મિસર**ના સુલતાને **રૂમ**ના પાદશાહ સાથે મિત્રાચારી બાંધવા વિચાર કર્યો. તે કારણે તેણે પોતાના દીકરા માટે **રૂમ**ના પાદશાહની દીકરીનું માગું કર્યું અને રૂમના પાદશાહના દીકરાને પોતાની દીકરી આપવા જણાવ્યું. લગ્ન થયા બાદ બન્ને રાજાઓ વચ્ચે ઘાડી મિત્રાચારી બંધાઇ. રાજકાજના કામમાં એક બીજાની સલાહ વિના તેઓ કંઇ પણ અગત્યનું પગલું ભરતાં નહિ. આ સબબથી બન્ને રાજ્યોની આબાદી થઇ.

એક દિવસે મિસરના સુલતાને પોતાના મિત્ર રૂમના પાદશાહને લખી મોકલ્યું કે, "ફરજંદો આપણા મરણ બાદ આપણું નામ કાયમ રાખે છે. તેઓ માટે મરણ પહેલાં માલ મિલકતની ગોઠવણ કરવી વાજબ છે. મેં મારાં છોકરાં માટે પુષ્કળ માલ, મિલકત, નોકર અને ગુલામોની વ્યવસ્થા રાખી છે. આપે શી ગોઠવણ રાખી છે તે ફરમાવશો?"

આ પત્રના જવાબમાં રૂમના પાદશાહે લખ્યું કે, "મારા છોકરાં માટે મેં માલ મિલકત કે નોકર ચાકરની ગોઠવણ રાખવા દુરસ્ત ધાર્યું નથી. એ બધી વસ્તુઓ નાશવંત છે, એટલું નહિ પણ ગમે તે વખતે ગુમાવી બેસીએ તેવીચે છે. મેં તો તેમને સારી રીતભાત, અદબ અને વિનય શિખવ્યાં છે. એજ સદ્ગુણ તેમનો દુનિયામાં સારો ટકાવ કરી શકશે એમ મને લાગે છે"

જ્યારે આ પત્ર મિસર પહોંચ્યો ત્યારે સુલતાનને પણ તે હકીકત વાજબી લાગી. અને પોતાની મિત્રની મનમાં તારીફ કરી.

હજારો જાતની માલમિલકત કરતાં સારી રીતભાત અને વિનય શ્રેષ્ઠ છે એ આપણી ધ્યાન બહાર ન જવું જોઇએ.

## (૨) પદ્મ.

**પદ્મ** નામે નાગ લોકનો સરદાર હતો. તે એક સમયે બહાર નીકળી ગયો હતો તે વખતે એક બ્રાહ્મણ તેને ત્યાં આવી લાગ્યો. **પદ્મ**ની સ્ત્રી ઘરમાં હતી. તેણે બ્રાહ્મણ સાથે વિનયપૂર્વક વાતચિત કરી તેને ત્યાં થોભવા કહ્યું; પણ બ્રાહ્મણે નદી કિનારે ઉભા રહી રાહ જોવા ઠીક ધાર્યું. વખત ઘણો ગયો અને બ્રાહ્મણ ભૂખ્યો હતો. જમવાનો સમય થવા લાગ્યો એટલે પદ્મના બધાં સગાંવ્હાલાં કિનારે આવી બ્રાહ્મણને જમી લેવા આગ્રહ કરવા લાગ્યાં. પણ તેણે કહ્યું કે, "જ્યાં લગી પદ્મ આવ્યા નથી ત્યાં સુધી હું તો નહિ જમીશ." આ કારણથી અને અતિથિ નિયમનો સુંદર ખ્યાલ હોવાથી ઘરમાંનું કોઇપણ માણસ જમ્યુ નહિ. થોડીવાર જતાં **પદ્મ** આવી પહોંચ્યો અને બ્રાહ્મણ અતિથિ જોતાં ખુશ ખુશ થઈ ગયો. તેને પોતાને ત્યાં લઈ જઈ વિનયપૂર્વક વાતચિત કરી તેનુ સ્વાગત કરવા **પદ્મ** તો મંડી પડયો. ઘરમાં તમામ જણની વર્તણુક જોઈ બ્રાહ્મણ રાજી થઈ ગયો અને તેમની પ્રશંસા કરવા લાગ્યો.

---

## ( ૩ ) રાજા દશરથ.

રામચંદ્રજીને વનવાસ દેવા માટે એક વખત કૌશલ્યાજી દશરથ રાજાને ગુસ્સાથી સખ્ત મેણાં મારવાં લાગ્યાં. તે બોલ્યા, "મહારાજ, તમે મારા નિર્દોષ રામને નાહક હેરાન કર્યો છે. સ્ત્રીની પહેલી ઓથ તેનો પતિ છે. બીજી ઓથ તેનો પુત્ર છે. ત્રીજી ઓથ સગાંવ્હાલાં છે. તે સિવાય બીજી કોઈ ઓથ નથી. તમે મને તજી છે. રામ તો વનવાસ ગયો. હું તેની સાથે જવા વિચાર કરૂં, પણ મારાથી તમને છોડી કેમ જવાય? દરેક રીતે તમે મને પાયમાલ કરી છે."

રાજા આવાં સખ્ત વેણ સાંભળી શોકાતુર થયો. તેનું મન આકુળવ્યાકુળ થઈ ગયું અને તે બેહોશ થઈ ગયો. શુદ્ધિમાં આવતાં કૌશલ્યાને તેણે હજુ પોતાની સામે બેઠેલાં જોયાં. તેણે ધ્રુજતે સ્વરે, હાથ જોડી કૌશલ્યાને કહ્યુ, "મને માફ કર. હું તને પગે લાગું છું. તું હંમેશાં વિનયી હતી. માત્ર મને નહિ પણ બીજાંઓને સુદ્ધાં. મેં જે કર્યું છે તે સારૂં હોય કે બુરૂં, તોયે હવે તું શાંતિથી ખમી લે. હું મારા પોતાના શોકથી હૃદયભગ્ન થઇ રહ્યો છું. તને ગમે તેટલું તારા પુત્ર વિયોગનું દર્દ થતું હોય પણ અવિનયી અને સખત શબ્દો બોલી મને ઘા ન કર."

આ સાંભળતાંજ કૌશલ્યાનું હૃદય ભરાઈ આવ્યું. તેમની આંખમાંથી શ્રાવણ ભાદરવો વરસી રહ્યો. રાજાના હાથ ઝાલી મહા દુ:ખથી તે બોલ્યાં, "ઓ મહારાજા, મને ક્ષમા આપો. હું તમારે ચરણે મારૂં માથું મૂકું છું. ક્ષમા તો ખરૂં જોતાં મારે માગવાની છે. હું મારો ધર્મ સમજું છું. મારા પુત્રના વિયોગના દુ:ખે મારાથી આવા વિનય રહિત શબ્દો ઉચ્ચારાઈ ગયા. મને માફ કરો."

આ પ્રમાણે દશરથ રાજાની ખામોશી અને વિનયથી ભરેલા શબ્દોએ કૌશલ્યાનો ગુસ્સો ઉતારી નાંખી તેને નમ્ર બનાવી દીધી. વિનયશીલ શબ્દોમાં કેટલી બધી શકિત રહી છે!

# શાહજાદા એડવર્ડ.

આપણા શહેનશાહ પંચમ જ્યોર્જને એડવર્ડ નામે પુત્ર છે તે પ્રિન્સ ઓફ વેલ્સ તરિકે ઓળખાય છે. તેમને દરેક પ્રકારની રીતભાત શિખવવામાં કોઇ રીતની કચાશ રાખવામાં નથી આવી. જ્યારે પ્રિન્સ ઓફ વેલ્સ નાના હતા ત્યારે તે માંદા પડયા હતા. તેમને શરીરે અસુખ રહેતું તેથી પોતાની આયા જેમ કહેતી:તેમ તે વર્તતા ન હતા. તે બાઇ ભલી હતી. તેણે તેમને કહ્યું, "પહેલા મારી કને એક બાળક હતું અને હું જેમ કહેતી તેમ તે વર્તતું. ડેવિડ, (કુંવરનું બીજું નામ) તે તમારા કરતાં ઉમ્મરે નાની એક છોકરી હતી; પણ તે કદી પણ રડતીયે નહિ અને બડબડતીયે નહિ. હંમેશાં હું કહેતી તેમજ તે કરતી." આ સાંભળી શાહજાદાની આંખમાં પાણી ભરાઇ આવ્યાં અને તે બોલ્યા, " હું તે નાની છોકરીને એક બક્ષિશ આપવા માગું છું; કારણ કે તે માંદગી વખતે ધીરજ રાખતી. મારી એક બક્ષિશ તમે તેને આપશો ?" એમ કહીને તેણે તેજ આયાના હાથમાં એક નાનું પૂતળું મૂક્યું. તે સેનાપતિ રોબર્ટનું હતું અને તેને તે પોતાના વીર પુરૂષ તરિકે ગણતા. જ્યારે નાની છોકરીને આ પુતળું આપવામાં આવ્યું ત્યારે તે ઘણી ખુશ થઇ ગઇ અને બોલી, "મારી પથારી નજીક મેજઉપર મૂકો; તેમ રાખવાથી મારી નજર દરરોજ તે ઉપર પડશે."

એક વખત શાહજાદાને દરિયાઈ લશ્કરી તાલીમ માટે એક સ્થળે મોકલવામાં આવ્યા. ત્યાં તે બધા ઉમેદવારમાં હળી મળી જતા. જે તેઓ ખાતા તેજ પોતે પણ ખાતા. એક સમયે તેમની તબીઅત ઠીક નહોતી. તે કંઇ ખાઇ શકે

તેથી જે અમલદારની દેખરેખ તેમના ઉપર હતી તે તેમને માટે ખાસ વાનીઓ બનાવી લાવ્યા. કુંવરે તે ખાવા ના પાડી અને કહ્યું, "મારા પિતાશ્રીએ મને કહ્યું છે કે જે બીજાઓ ખાય તેજ ખોરાક તારે પણ લેવો."

જ્યારે કુંવરની દરિયાઇ કાફલાને લગતી કેળવણી પૂરી થઇ ત્યારે તેના પિતાએ કહ્યું, "તારે તારા પાંચ ખાસ મિત્રોને બક્ષિશ આપવી." પણ શાહજાદાએ વિનયપૂર્વક કહ્યું, "તેમ મારાથી ન થાય. અહીં એવી બક્ષિશ આપવાનો રિવાજ નથી. કદાચ જો આપું તો મને બીજા વિદ્યાર્થીઓ દાંભિક કહેશે. તેમને મારૂં એ કૃત્ય ગમશે નહિ; કારણ કે અહીં તો બધાએ સરખાજ છે; પછી તે શાહજાદો હોય, અમીરઝાદો હોય કે ગરીબ વર્ગમાં જન્મેલો હોય."

આવા વિનય ભરેલા જવાબથી શહેનશાહનો પ્રેમ તેમણે જીતી લીધો છે.

---

## (૨) યુધિષ્ઠિર અને ભીમ.

નાના ભાઈઓ અને દ્રોપદીજી વારંવાર યુધિષ્ઠિરને કહેતા કે "તમે કપટી કૌરવોની સાથે જે કરાર કર્યો છે તેને આટલી બધી શબુરીથી વળગી ન રહો." એક વખત ભીમ તો તદ્દન ક્રોધિત થઇ ગયો, અને બોલ્યો, "જુઓ, કૌરવો તો લુચ્ચા છે. જુગારીઆ સાથે વચન પાળવાનું કેવું હોય? આ રીતે ખમ્યા કરવું એમાં તો તમારી નબળાઇ છે. શા માટે તમે તમારી અને અમારી હાંસી કરાવો છો?"

આ શબ્દો સાંભળી યુધિષ્ઠિરને ઘણું લાગી આવ્યુ. પણ તેમણે ક્રોધ ન કરતાં વિનય અને નમૃતા બતાવી કહ્યું, "હે ભીમ, તું વાજબી કહે છે. હું તને આવા સખ્ત શબ્દ પ્રહારને માટે ઠપકો આપી શકું તેમ નથીજ; કારણ કે મારી પોતાની મૂર્ખાઇને પરિણામેજ મેં આ દુઃખો તમારા સર્વ ઉપર નોતર્યા છે. છતાં, તું જાણે છે કે હું એકવાર શબ્દોથી બંધાઈ ગયા પછી પાછું પગલું ભરતો નથી. હે ભીમ, તું ધ્યાનમાં રાખ કે અપકીર્તિ ભોગવી જીવવું એ વિષ સમાન છે. જરા થોડા દિવસ શબુરી રાખ. સાૈ સારા વાનાં થશે." આવાં ધીમેથી વિનયપૂર્વક શબ્દો કહી તે પોતાના ભાઇઓને સમજાવી શકતા.

પ્રેમ અને વિનયથી જે કામ યુધિષ્ઠિર કરી શકયા તે ક્રોધથી કદી પણ તે ન કરી શકત.

# વિનય.

૧. દુષ્ટ અને વિષયી જીવન નહીં, પણ વિવેકી અને સદગુણી જીંદગી એજ ખરેખરી સુખી જીંદગી છે.

૨. સભ્ય થવામાં કંઇ પણ પૈસા બેસતા નથી અને તેથી દરેક વસ્તુ ખરીદ થઈ શકે છે.

૩. ખરેખરા ગુણના કરતાં ઘણે દરજ્જે સારી રીતભાતને લીધે ઘણાં માણસોએ પોતાની જીંદગીમાં ફત્તેહ મેળવેલી છે.

૪ તમારા કામમાં તમે સાવચેત રહો અને શાંતવૃત્તિ રાખો. સામાને માટે લાગણીવાળા અંતઃકરણની જેટલી જરૂર છે તેટલી જરૂર શાંત પ્રકૃતિની છે. દરેક કામમાં સ્થિરતા અને શાંતવૃતિ અમૂલ્ય છે, અને આફ્ત તથા સંકટના પ્રસંગોમાં એ બે ગુણને લીધે માણસ સલામત રહી શકે છે.

૫. વિવેક સદગુણની છાયા અને પ્રતિબિંબ છે.

૬. વિનય વેરીને વશ કરે છે.

૭. જીભમાં મિઠાશ છે તેમજ કડવાશ. તે વડે વગર વિચાર્યું બોલો તો વિવેકનો ભંગ થાય છે.

૮. દરેક માણસ સાથે ગૃહસ્થને છાજે એવી સલુકાઇથી વર્તજો.

૯. "નમ્રતાથી બોલો. અંતઃકરણના ઉંડા કુવામાં નાંખેલી આ એક નાની વસ્તુ છે; આને લીધે જે લાભ અને આનંદ થાય છે તે તો ભવિષ્યના અનત કાળમા જણાશે."

૧૦. "વિવેક, વિનય રીતિ સઉ, વ્યર્થ નથી તું જાણ;
સુસ્વભાવ ભક્તિ–ભાવનાં, વૃક્ષ–ફળો તું પ્રમાણ."

# સંપ.

## (૧) અંગ્રેજ પ્રજા.

ઈંગ્લંડમાં રાણી ઈલિઝાબેથ રાજ્ય કરતી હતી ત્યારે દેશના ધર્મમાં કેટલાક પક્ષ પડી ગયા હતા. તે પક્ષો માંહેમાંહે વારંવાર તકરાર કરતા અને તે પરિણામે કડવાશ વધી જતી હતી.

જ્યારે ઈંગ્લંડમાં આ સ્થિતિ હતી ત્યારે કેટલાંક કારણોને લીધે સ્પેનના રાજા ફિલિપે ઈંગ્લંડ ઉપર સ્વારી કરવા તૈયારી કરી. જબરાં મોટાં જહાઝો તૈયાર કરાવી, યોદ્ધાઓથી તે ભરી તેણે ઇંગ્લંડ તરફ રવાના કર્યો.

જ્યારે આ વિષે ઈંગ્લંડને ખબર પડી ત્યારે ધર્મનો મતભેદ ત્યાંના લોકોએ દૂર મૂક્યો, અને બધા પક્ષના લોકો પોતાના દેશના શત્રુ સામે થવા કટિબધ થયા. રાણી ઈલિઝાબેથ ઠામઠામ ફરી લોકોને ઉત્સાહ પ્રેરવા લાગી અને સ્વદેશાભિમાનની લાગણી જાગૃત કરી તેણે તમામ પક્ષના લોકને એક સંપ કરી દીધા. ઉપરાંત, ઇંગ્લંડ પાસે પૂરતા વહાણો પણ નહોતાં, તે પણ ત્યાંની વેપારી કોમતરફથી મોટી સંખ્યામાં મળ્યાં. ઈંગ્લંડના નૌકાસૈન્યનું આધિપત્ય રાજ્યધર્મના વિરોધીના હાથમાં મૂકાયું. એક પક્ષને બીજા પક્ષનો જરાએ આવા સંકટ સમયે અવિશ્વાસ નહોતો. તે નૌકાધિપતિએ પણ પોતાના ઉપર બધા પક્ષનો મૂકાયલો વિશ્વાસ પોતાના એક દીલથી સાબિત કરી બતાવ્યો. કાફલામાં મૂકાયલો

દરેક માણસ સંપમાં રહેલાં બળની કિંમત સમજતો હતો; તેથી સૌ સૌને સ્થાને પૂર ઉત્સાહથી કામ કરવા લાગ્યા.

આખરે લડાઈ શરૂ થઈ. લગભગ એક અઠવાડિયા સુધી તે ચાલી. તે દરમ્યાન ઈંગ્લંડના નાના, પણ શૂરવીર મરદોથી ભરેલાં, વહાણોએ સ્પેનના મોટાં વહાણોમાં રહેલાં માણસોને જબરદસ્ત શિકસ્ત આપી. સ્પેનનુ નૌકાસૈન્ય અંગ્રેજ નૌકાધિપતિની ચતુરાઈથી અસ્તવ્યસ્ત થઈ ગયું, અને એક જબરી હાર ભોગવી સ્પેને ઘણું નુકસાન ભોગવ્યું

આ તે સંપનું પરિણામ કહો કે સ્વદેશાભિમાનનો જોસ્સો કહો, પણ યાદ રાખો કે જ્યાં સંપ હોય ત્યાં ફત્તેહ મેળવી શકાય છે. જ્યારે જ્યારે દેશ કે કુટુંબની સામે શત્રુ ધસારો કરતો હોય ત્યારે તેમાં રહેલા તમામ માણસો એકત્ર થાય તો દુનિયાનાં કેટલાંયે દુઃખ ઓછાં થાય?

---

## (૨) પૃથ્વીરાજ અને સમરસિંહ.

**ચોહાણ**વંશી **પૃથ્વીરાજ**ને એક **પૃથા** નામે બેન હતી. તેનું લગ્ન મેવાડના **સમરસિંહ** સાથે થયું હતું. સાળા બનેવી બન્ને બહાદુર હતા અને હંમેશાં પોતાનું રાજ્ય કાળજીથી ચલાવતા. જરૂર પડે એક બીજાની મદદે વારવાર જઈ પહોંચતા, કદી પણ તકરાર ન કરતા અને એક બીજાને સુખી જોવા ઉત્સુક હતા. તેમનો સંપ ઘણો વખાણવા જેવો હતો.

પૃથ્વીરાજને જયચંદ્ર નામે મસિયાઈ ભાઈ હતો. તે પોતાની માના બાપ **અનંગપાળે પૃથ્વીરાજ**ને દિલ્હીની ગાદી આપી તેથી નાખુશ ગઈ ગયો. **પૃથ્વીરાજ**ને વારંવાર કનડગત આપવા તે પાછો પડતો નહિ. ઈર્ષા દેવીએ તેના ઉપર પૂરી સત્તા જમાવી હતી; તેથી, તે બીજા રજપૂત રાજાઓ જે પૃથ્વીરાજના વિરોધી હતા તેની સાથે મળી જઈ તેને બહુ ત્રાસ આપવા લાગ્યો. પણ પૃથ્વીરાજે તેમની બહુ દરકાર કરી નહિ. જ્યારે જયચંદ્ર અને તેના મળતિયાઓએ જોયુ કે આમ કરે કાંઈ વળે એમ નથી ત્યારે તેઓએ શાહબુદ્દીન ગોરીની મદદ માંગી, તેને પૃથ્વીરાજ ઉપર ચઢી આવી દિલ્હી કબજે કરવા ઉશ્કેર્યો. આખરે તે એક મોટું લશ્કર લઇ ચઢી આવ્યો.

**પૃથ્વીરાજ**ને આ વિષે ખબર પડતાંજ પોતાના બનેવીને મદદ માટે કહેણ મોકલ્યું. ચિતોડનો રાજા **સમરસિંહ** પોતાના સાળાને મદદ કરવા તૈયારજ હતો. વારંવાર તેણે **પૃથ્વીરાજ**ને મદદ કરી હતી. આ વખતે પણ તેણે પાછી પાની ન બતાવી. એક મોટુ લશ્કર લઈ તે દિલ્હી આવી લાગ્યો પૃથ્વીરાજે તેનો

યોગ્ય સત્કાર કર્યો અને બન્ને જણ કેવી રીતે યુદ્ધ કરવું તેને વિચાર કરવા લાગ્યા.

છેવટે તેઓએ નક્કી કર્યું કે દિલ્હીનું રક્ષણ સમરસિંહે મુસલમાને સામે કરવું અને પૃથ્વીરાજે પાટણના રાજા અને તેના મળતિયાઓ સાથે લડવા જવું. આવો સંપ કરી તેમણે પોતાનો વિચાર અમલમાં મૂક્યો.

સમરસિંહ મુસલમાનો સાથે વીરતાથી લડતો રહ્યો. રજપૂતોએ શૌર્ય બતાવવામાં કંઈ પણ કસર ન રાખી. છતાં મુસલમાનોને તદ્દન હરાવવા જેટલા મજબૂત તેઓ ન હતા; એટલામાં પૃથ્વીરાજ પાટણના રાજા અને તેના સાથી રાજાઓ ઉપર જીત મેળવી પાછો ફર્યો. હવે તે સમરસિંહ સાથે જોડાયો. બન્ને લશ્કર એકઠા થવાથી રજપૂતોનું બળ ઘણું વધ્યું. તેઓ બહાદુરીથી લડવા લાગ્યા. તેમના બળ સામે મુસલમાનો ટકી શક્યા નહિ તેઓ હાર્યા, નાઠા અને તેમનો સેનાપતિ કેદ પકડાયો. ત્યારબાદ થોડાં વર્ષ લગી તેઓએ દિલ્હીનું નામજ ન લીધું.

પૃથ્વીરાજ અને સમરસિંહના સંપે મુસલમાનો ઉપર જીત મેળવી અને થોડાં વર્ષ લગી મુસલમાનો ચોહાણ રાજાની હાડછેડ કરી ન શક્યા.

જો દરેક બાબતમાં માણસો સંપથી કામ કરે તો ચોક્કસ તેઓ વિજય મેળવ્યા વગર ન રહે.

---

## (૩) અમેરિકાના સંયુક્ત સંસ્થાનવાસીઓ.

ઇંગ્લંડમાં જ્યારે ત્રીજા જ્યોર્જ રાજ્ય કરતા હતા ત્યારે ઇંગ્લંડ અને અમેરિકામાં આવેલા ઇંગ્લંડનાં સંસ્થાનો વચ્ચે તકરાર ઉભી થઈ. તકરારનુ મૂળ કારણ નીચે મુજબ હતું. જ્યારથી સંસ્થાનોમાં ઈંગ્લંડમાંથી માણસો જઈ વસ્યા હતા, ત્યારથી ઇંગ્લંડ તો સંસ્થાનોને પોતાની મિલકત હોય તેમ ગણતું. મૂળ માતૃભૂમિનો બધો કાચો માલ ત્યાં મોકલાતો, અને ત્યાંથી બનેલો માલ ઇંગ્લંડ લેતું. આથી વર્ષ આખરે જ્યારે હિસાબ મેળવાતો ત્યારે સંસ્થાનોને ઇંગ્લંડને મોટી રકમ કરજ તરિકે ભરવી પડતી. આ સ્થિતિ સંસ્થાનવાસીઓને ન ગમતી.

એ ઉપરાંત, જ્યારે સંસ્થાનવાસીઓ ઇંગ્લંડની જરૂર માટે પૈસાની બીજી રકમો કોઈ પ્રસગે મોકલતા, ત્યારે પોતાના દરેક સંસ્થાનની સભા મારફત તેઓ અમુક જાતનો કર નાખતા અને ઇંગ્લંડને આપતા. ઈ સ. ૧૭૬૫માં ઇંગ્લંડે સંસ્થાનો ઉપર કર (જાણે તે ઉપર કર નાંખવાનો હક્ક હોય તેમ) નાંખ્યો. આ ત્યાંના લોકોને મનગમતી વાત નહોતી. તેથી તેઓએ તે વિરૂદ્ધ પોકાર ઉઠાવ્યો. તેઓ કહેવા લાગ્યા, "જ્યાં લગી હમારા ખુદ પ્રતિનિધિ ઇંગ્લંડની પાર્લમેન્ટમાં નથી, ત્યાંસુધી હમારા ઉપર આવી રીતે કર નાંખી શકાયજ નહિ." એકાદ બે વખત તો તકરારનું સમાધાન થઈ જતું હતું, પણ ઈંગ્લંડના મંત્રીઓએ માતૃભૂમિના સંસ્થાનનિવાસીઓ ઉપર કર નાંખવાનો હક્ક કાયમ રાખવા માત્ર ચાહ ઉપર કર નાંખી રાખ્યો. સંસ્થાનવાસીઓ કોઈપણ જાતનો કર કબૂલ કરવા તૈયાર નહોતા; એટલે તેર સંસ્થાનોના લોકો એકસંપી થઈ

ગયા. ઇંગ્લંડથી આવતા કોઈ પણ માલની આયાત તેમણે બંધ કરી. વળી, જેટલી ચાહ ઇંગ્લંડથી બોસ્ટન બંદરે આવી તે બધી બોસ્ટનવાસીઓએ દરિયામાં પધરાવી દીધી. આથી ઇંગ્લંડ વિશેષ છંછેડાયું અને બન્ને પક્ષે લડાઈની તૈયારી કરી.

ઇંગ્લંડથી લશ્કર આવ્યું. સંસ્થાનવાસીઓનું લશ્કર મઝાની સ્થિતિમાં નહોતું. કેટલાક સિપાઈઓને પગે જોડા પણ નહોતા. દારૂગોળાની સામગ્રી પણ તેમની કને પૂરતી નહોતી. આવી સ્થિાતમાં વૉશિંગ્ટને અમેરિકાના લશ્કરની સરદારી લીધી. તેણે માત્ર બોસ્ટન આગળ ઇંગ્લંડના લશ્કરને થોડાક માસ રોકી રાખી, તે દરમ્યાન પોતાના લશ્કરને સારી તાલીમ આપી અને ઈ. સ. ૧૭૭૬માં બોસ્ટનમાંથી ઇંગ્લંડના લશ્કરને પાછું હઠાવ્યું.

આ હારથી ઇંગ્લંડ વધારે ઝનુની થયું. સંસ્થાન નિવાસીઓ લડવા માટે તેટલાંજ ઝનુની થયા. ઇ.સ. ૧૭૭૭ની સાલમાં અમેરિકાના સંસ્થાનોએ એકઠા થઈ સભા ભરી અને ત્યાંજ હંમેશ માટે સ્વતંત્રતા મેળવવાનો જાહેર ઠરાવ કર્યો. હવે યુદ્ધ બન્ને પક્ષો વચ્ચે પૂર જોશથી ચાલ્યું. વિજયમાળા ઇંગ્લંડને આરો પાશે એમ શરૂઆતમાં લાગ્યું, પણ અમેરિકન સરદાર વૉશિંગ્ટનની હિંમત અને ધીરજે સારો ટકાવ કર્યો. ઇંગ્લંડ વિરૂદ્ધ ફ્રાન્સ હતું. તે સંસ્થાનવાસીઓ સાથે જોડાયું. ડચ અને સ્પેનિયર્ડો પણ તેમની સાથે જોડાયા. લગભગ એક બાજુએ ઇંગ્લંડ અને બીજા પક્ષે સંસ્થાન નિવાસીઓને પડખે યુરોપની બીજી પ્રજા ઉભી રહી. આખરે ઈ. સ. ૧૭૮૧માં યોર્કટાઉન આગળ કોર્નવોલિસ હારી ગયો, અને અમેરિકાને જબરી ફત્તેહ મેળવી.

ત્યારબાદ ઇંગ્લંડને સુલેહ કરવી પડી, અને સંસ્થાન નિવાસીઓની પૂર્ણ સ્વતંત્રતા કબૂલ કરવી પડી.

આવી રીતે સંપથી ઘણું બળ મેળવી, મહાન ઇંગ્લંડની સામે લડી, પોતાને મનગમતી સ્વતંત્રતા સંસ્થાનો મેળવી શકયા અને હાલ તે અમેરિકાના સંયુકત સંસ્થાનો તરીકે ગણાય છે.

હવે એ દેશ ઘણોજ સમૃદ્ધ અને બળવાન થઈ ગયો છે. તે એક નમૂનેદાર પ્રજાસત્તાક રાજ્ય ગણાય છે અને દુનિયાના દેશમાં સૌથી અગ્ર ગણાય છે.

---

# સંપીદાસ

**સંપીદાસ** નામે એક ગૃહસ્થ હતા. તેને ચાર છોકરા હતા. સંપીદાસ પોતે સુજ્ઞ, વિવેકી, પરોપકારી અને ન્યાયવૃતિવાળા હતા, તેથી ઘરખટલો બહુ સારી રીતે ચાલતો. જાતે બહુ પૈસાવાળા તો નહોતા, પણ કુટુંબનિર્વાહ સારી રીતે ચાલે એટલું કમાતા.

ચારે છોકરા ઉમ્મર લાયક હતા. તેઓ પરણેલા હતા. તેમને દરેકને છોકરાં હતાં એટલે સંપીદાસના ઘરમાં સારી વસ્તી હતી દરેક જુવાન છોકરો સભ્ય અને ઉદાર હતો અને વળી દરેક બાળકને પણ રીતભાતની સારી તાલીમ અપાતી.

ચારે છોકરા મહેનતુ હતા. **સંપીદાસે** સૌથી મોટાને વેપારી ધંધામા મૂક્યો હતો. તેથી નાનાને વકિલ બનાવ્યો હતો તેથી નાનો સાધારણ કારકુન હતો અને સૌથી નાનો ડૉકટર બન્યો હતો. આ દરેક છોકરાની આવક ઠીક હતી અને તે બધી ઘરમાં એકઠી થતી. ઘરમાં ત્રીજોરી હતી તેમાં સર્વ કીંમતી વસ્તુ મૂકાતી.

એક દિવસ એવો બનાવ બન્યો કે ત્રીજોરીવાળા ઓરડામાં બે બદમાશો રાત્રે ભરાયા. એક ભાઇને આ વિષે જરા શંકા થઈ અને છૂપી રીતે જોયું તો માલૂમ પડયુ કે તેઓ ત્રીજો-રીમાંનો માલ બહાર કાઢતા હતા તરતજ તેણે બીજા ત્રણ ભાઇને જગાડયા. તેઓ ચૂપકીથી તે ત્રીજોરીના ઓરડા આગળ આવ્યા. લાગ જોઈ બે ભાઇઓ હિમ્મત રાખી અંદર દાખલ થયા અને પેલા દરેક બદમાશને ઝાલવા પ્રયત્ન કર્યો. એક

જણથી તે દરેકને પહોંચી વળાય તેમ નહોતું. એટલામાં બીજા બે ભાઈઓ અંદર દાખલ થયા. બબે જણે મળી એકેક બદમાશને પોતાના બળથી ઝાલી રાખ્યો. એટલામાં વૃદ્ધ સંપીદાસ રસી લઈ ત્યાં આવી લાગ્યા. જબરદસ્તીથી બદમાશોને બાંધવામાં આવ્યા અને પોલીસને બોલાવી તેમને હવાલે કરવામાં આવ્યા. આવી રીતે સંપથી રહેવાથી તેઓએ પોતાની કીંમતી ચીજોનો સારો બચાવ કર્યો.

એક પ્રસંગે તેમણે એક મોટી જાગીર ખરીદી. છૂટક છૂટક તે કોઈથી ખરીદાય તેમ નહોતી; પણ એકઠા રહેવાથી તે જાગીર તેઓ ખરીદી શકયા અને તેને સારી વ્યવસ્થામાં લાવી તેમાંથી સારી આવક મેળવી શકયા.

એક બીજે પ્રસંગે ઘરમા ત્રીજો ભાઈ ઘણો બિમાર પડયો. તેની સારવાર લાંબો વખત કરવી પડી. ઘરમાં માણસોની વસ્તી સારી હોવાથી કોઈ સારવાર કરતાં કોઈ કંટાળતું નહિ. આખરે તે બધાની મહેનત અને સંભાળથી તે સાજો થઈ ગયો.

સંપીદાસનું દિલ ઉદાર હોવાથી પોતાના બે ત્રણ નિકટ નિરાધાર સંબંધીઓને પણ તે પાળતા. આ બધું સંપને પરિણામે આ કુટુંબ કરી શકેલું. ખરે, સંપ ત્યાં જંપ.



## (૫) એક અમેરિકન શિક્ષક.

એક વખત અમેરિકાની એક નિશાળની બોર્ડિંગમાં કેટલાક વિદ્યાર્થીઓ વાદવિવાદ કરતા મારામારી કરવા લાગ્યા. તેઓ એક બીજા તરફ જાણે વેર લેવા માગતા હોય તેમ પ્રહાર કરવા લાગ્યા. ત્યાં રહેતા શિક્ષકને આ વાતની ખબર થઈ કે તરતજ તે ત્યાં ગયો. તેને જોઇ સર્વ વિદ્યાર્થીઓ મારા-મારી કરતા અટકી ગયા. આ શિક્ષક બાહોશ હતો. સંપ કેમ જળવાઈ રહે તે તેને સારૂં આવડતું હતું. તેણે ન લીધી કોઇની જુબાની, કે ન પૂછ્યો કોઇને એક પણ સવાલ. જેવાં બધા ચૂપ થઈ ગયા કે તરતજ તેણે તેમને એક હંમેશનુ ગીત ગાવા હુકમ કર્યો. વિદ્યાર્થીઓ તો હંમેશની ઢબ મુજબ ગીત ગાવા લાગ્યા. તેઓ સમજપૂર્વક ગાતા હતા. એક પૂરૂં થતા બીજું ભ્રાતૃભાવ સંબંધી ગીત ગાવાનુ શિક્ષકે કહ્યું. દરેક છોકરો તે ગીતમાં એકતાલ થઈ ગયો. જ્યારે તે ગીત પૂરૂં થઈ ગયું, ત્યારે શિક્ષકે દરેકના ચ્હેરા તરફ જોયું તો જાણે કંઈ બન્યુજ નહોય તેમ લાગ્યું. દરેકનો ચ્હેરો શાંત દેખાયો. ત્યાર પછી તે શિક્ષક ત્યાંથી જતો રહ્યો. વિદ્યાર્થીઓ એક બીજાના હાથ ઝાલી આનંદથી વાતો કરવા લાગ્યા.

જો તે શિક્ષકે જુબાની વગેરે લેવાનું કામ શરૂ કર્યું હોત તો એક બીજાનું વેર વધતે અને કેટલાક જૂઠું પણ બોલ્યા હત. વિદ્યાર્થીઓમાં બે મોટા પક્ષ પડે તે દેશને ભવિષ્યમાં પણ હાનિકારક નિવડે આ બધા વિચારથી તે શિક્ષકે પોતાની કુનેહથી તેઓમાં સંપ કાયમ રખાવ્યો અને તેમના મનમાં એક બીજા પ્રત્યે સહેજ પણ કડવાશ ન રહી.

## (મનનીય સૂત્રો.)

૧. જ્યાં સંપ ત્યાં જંપ.

૨. નિરાધાર જનોનું પોષણ કરવા માંગતા હો અને દેશનું ભલું કરવું હો તો સંપે રહો.

૩. મનની શાંતિ, ધાસ્તી વગરનું જીવન, અને દિલની હિમ્મત ખરૂં જોતાં સંપનાં ફળ છે.

૪. અસહ્ય મુશ્કેલીઓને સંપ વેડફી નાંખે છે.

૫. સંપ એક મહા મંત્ર છે. તે દુશ્મનોને હતાશ પમાડે છે, અને પોતાના પક્ષને ઉત્સાહી બનાવે છે.

૬. સંપીને રહેવા માટે નીતિ પાળવી. સદ્વિચાર અને સદ્વર્તનથી સંપ ટકી રહે છે.

૭. સંપ એટલે સ્નેહ, સંપ એટલેજ મિત્રાચારી અને સંપ એટલેજ દેશોન્નતિ.

૮. સંપથી રહેનારૂં કુટુંબ અન્યને ઉમદા પાઠો શિખવે છે.

૯. સંપ એ નિરાધાર ગરીબ વિધવાનો આશ્રય, બિમારની સેવા અને વૃદ્ધોનો ટેકો છે.

૧૦. તમારી જાતને અન્યને ઉપયેગી બનાવવી હોય તો "સંપ" પ્રત્યે તમારી નજર હંમેશાં રહેવી જોઇએ.

---

૯૩

# પ્રમાણિકપણું



## (૧) લકનો શાહેરનો એક છોકરો.

એક સમયે લકનૌ શાહેરમાં બે મિત્રો હતા. તેમાંનો એક કાપડીયો હતો. બીજા મિત્રે પોતાના છોકરાને તેની દુકાન પર ઉમેદવાર તરિકે મૂક્યો. થોડા દિવસ પછી તે દુકાને એક બાઈ કાપડ ખરીદવા આવી. તે છોકરાએ તે બાઇને જોઈતું કાપડ આપ્યું; પણ, જેવો તે તેની ગડી કરી કાગળમાં બાંધતો હતો, તેવુંજ તેણે તે કાપડમાં એક કાણું જોયું. તેણે તે બાઇને કહ્યું, "શબુર કરો આ કાપડમાં કાણું છે, હું તમને બીજું આપું." એમ કહી તેણે બીજું કાપડ આપ્યું અને બાઈ મનમાં છોકરાના પ્રમાણિકપણાની પ્રશંસા કરતી ચાલી ગઈ.

હવે તે દુકાનદારે છોકરાની આવી વર્તણુક જોઈ, ત્યારે તે બહુ ગુસ્સે થયો અને તેના બાપને ચીઠ્ઠી લખી કે 'તમે તમારા છોકરાને દુકાનપરથી લઇ જાઓ. એને વ્યાવહારિક જ્ઞાન બિલકુલ નથી.' આ ચીઠ્ઠી વાંચતાંજ છોકરાનો બાપ તરતજ દુકાને આવ્યો અને તેના મિત્રને પોતાના છોકરાનો દોષ કહેવા અરજ કરી. તે ઉપરથી કાપડીયાએ જે હકીકત બની હતી તે કહી સંભળાવી.

આ સાંભળી પેલા મિત્રે કહ્યું કે "જો એજ દોષ હોય તો હું તેને પહેલાં કરતાં વધારે ચાહીશ. બીજો કંઈ દોષ

એનામાં છે ?" વેપારીએ જવાબ દીધો. 'ના, બીજી રીતે ચાલચલગત સારી છે; પણ આ જાતનું વ્યાવહારિક જ્ઞાન નથી. જો અમે વેપારી ઘરાકને અમારા માલની નુકસાની વિષે કહીએ તો અમારા જેવા મૂર્ખા કોણ ?"

છોકરાનું વર્તન કોઈ પણ રીતે ખરાબ ન હોવાથી બાપને બહુ સંતોષ થયો. તેણે તે વેપારીને કહ્યું કે "હું એને આપને ત્યાં હવે રાખવા બિલકુલ ઇચ્છતો નથી." એમ કહી પોતાના છોકરાને લઈ તે ત્યાંથી ચાલતો થયો. આ જ છોકરો તેના પ્રમાણિકપણાને લીધે પાછળથી મોટો વેપારી થઇ પડયો.

---

## (૨) ડેનહમ.

**ડેનહમ** નામનો ઈંગ્લંડના **બ્રિસ્ટલ** શહેરમાં એક વેપારી હતો. વેપાર કરતાં તેને ભારી ખોટ ગઈ; છતાં, પોતાના લેણદારોને પોતાની કને જે કંઇ થોડા પૈસા હતા તે ફાળે પડતા ચૂકવી દીધા. ત્યાર પછી તે અમેરિકા ગયો, અને ત્યાં વેપાર કરવા લાગ્યો. દૈવયોગે તે ત્યાં ધનાઢ્ય વેપારી થઇ પડ્યો. એટલે તે પોતાના આગળના લેણદારોને પૈસા પાછા આપવા બ્રિસ્ટલ આવ્યો. તેણે પોતાના સઘળા સાહુકારને મિજબાનીમાં પોતાને ત્યાં આમંત્ર્યા. જમી રહ્યા પછી દરેકના લેણા પૈસા ડેનહમે વ્યાજ સાથે ભરપાઇ કરી દીધા. નહિ ધારેલી વખતે સાહુકારોને પોતાના પૈસા ડેનહમ પાસેથી મળ્યા તે જોઈ તેના પ્રમાણિકપણાની તેઓ પ્રશંસા કરવા લાગ્યા. અને થોડા વખતમાં **ડેનહમનું** નામ એક પ્રમાણિક વેપારી તરીકે પ્રખ્યાત થઈ ગયું.

---

## ( ૩ ) મોઝીસ.

ગયા સૈકામાં જ્યારે જર્મની અને ફ્રાન્સ વચ્ચે લડાઈ ચાલતી હતી ત્યારે જર્મનીમાંના એક સંસ્થાનના રાજાને નાસી જવું પડયું તે ફ્રેંકફર્ટને રસ્તે થઇ જતો હતો. એવામાં ત્યાં એક મોઝીસ નામના શરાફની પેઢી હતી. રાજાએ મોઝીસને પોતાની પાસેના સઘળા દાગીના તથા દ્રવ્ય તેના કબજામાં રાખવા આગ્રહ કર્યો, કારણ કે, પોતે નાસભાગમાં તે સાચવી શકે એમ નહોતો. મોઝીસે ઘણા આગ્રહ પછી તેનું સઘળું દ્રવ્ય સુરક્ષિત રાખવા પોતાના કબજામાં લીધુ; પણ આવા ભયંકર પ્રસંગમાં તે સલામત રહી શકે, અગર ન પણ રહી શકે તે બાબત વિચાર કરી તેણે રાજાને ખરી મુશ્કેલી કહી, અને તે દ્રવ્યની રસીદ રાજાને આપી નહિ. રાજાને તે બાબત કંઈ વાંધો નહોતો.

ત્યારબાદ મોઝીસે વિચાર્યું કે ફ્રેંચ સિપાઇઓ તેનું બધું દ્રવ્ય લૂંટી લેશે, તેથી તેણે રાજાનું દ્રવ્ય એકલાએજ વાડાની જમીન ખોદી તેમાં દાટયુ; પણ પોતાનુ દ્રવ્ય બચાવવા તેણે બિલકુલ તેમ કર્યું નહિ. થોડા દિવસમાં ફ્રેંચ સિપાઇઓ આવી પહોંચ્યા અને મોઝીસનુ મકાન લૂંટયુ, અને તેના પોતાના બધા પૈસા લૂંટી લઈ ગયા. તેઓને આટલાથી સંતોષ થયો તેથી જેમ બીજાઓનાં ઘર ખોદી કાઢયાં તેમ તેનુ ઘર ખોદયુ નહિ તેઓના ગયા પછી થોડા દિવસે મોઝીસને પોતાનો વેપાર ફરી ચલાવવા રાજાના પૈસામાંથી થોડી શીલક લેવા જરૂર લાગી, તેથી તેણે વાડામાની જમીનમાંથી થોડું દ્રવ્ય બહાર કાઢયું અને તે વડે વેપાર કરવા લાગ્યો. થોડા વખતમાં તેણે ઘણું

સારૂં પેદા કર્યું. જયારે સંધિ થઈ ત્યારે રાજા પાછો પોતાને દેશ ફર્યો. ત્યાં જતાં ફ્રેંકફર્ટ આગળ થોભ્યો. તેના મનમાં એમ હતું કે ફ્રેંચ લોકોએ મારો પૈસો વગેરે મોઝીસના પૈસા ટકા સાથે લૂંટી લીધો હશે; અને જો તેમ થયુ ન હશે તો પણ મોઝીસ કદાચ પોતાનું તળીયું ટાઢું કરવા કહેશે કે ફ્રેંચોએ તે તો કયારનુએ લૂંટી લીધું છે. પણ મોઝીસને તો જેવી ખબર પડી તેવોજ તે રાજાને મળવા તેને મુકામે ગયો, અને કહ્યું કે "આપનું સઘળું દ્રવ્ય સલામત છે. આપ તે લઈ જાઓ. આપની રોકડમાંથી મેં થોડા રૂપિયા મ[illegible] ળી દોલત લુંટાયા બાદ, વેપાર કરવા વાપરી છે તેના ઉપર હું આપને સેંકડે પાંચ ટકા વ્યાજ આપવા તૈયાર છું, તે પણ વ્યાજ સહિત આપ લઈ જાઓ." રાજા તેનુ આવુ પ્રમાણિકપણું જોઈ ખુશ થયો, અને પોતાની સઘળી રોકડ રકમ તેને ત્યા થોડે વ્યાજે રહેવા દીધી. ત્યારબાદ તેણે મોઝીસ વિષે પોતાના કેટલાક વેપારી તેમજ બીજા યુરોપી રાજાઓને સીફારસ કરી. આથી મોઝીસનો ધંધો તેમજ તેનો માન મરતબો યુરોપના ઘણા શહેરમાં બહુ વધી પડયો. તેના પ્રમાણિકપણાનોજ આ ખરો બદલો હતો.

---

## (૪) નેપોલિયન.

એક વખત લશ્કરી તાલીમ માટે નેપોલિયન બ્રિયન ગામે રહેતો હતો. તેને ફળનો શોખ હતો તેથી તે ફળ વેચનારી એક બાઇ કને દરરોજ જતો, ફળ લેતો અને જ્યારે એની પાસે પૂરા પૈસા થતા કે તરતજ તે બાઇને તે આપી દેતો જ્યારે લશ્કરી કેળવણી પૂરી થઈ ત્યારે થોડા પૈસા આપવાના બાકી રહ્યા; તેથી તે બાઈ પાસે ગયો અને કહ્યું, " હું તો હાલ જાઉં છું, પણ તારા પૈસા આપવાનું કદી પણ ભૂલીશ નહિ.'

ત્યારબાદ ઘણા વર્ષ વીતી ગયાં અને નેપોલિયન ફ્રાન્સનો રાજા થઈ ગયો. એક દિવસ તે પાછો બ્રિયન ગામે વેષ બદલીને ગયો. નગરમાં ફરતો હતો એટલામાં તેને પેલી બાઇને આપવાનુ કરજ યાદ આવ્યું. તેનું મકાન શોધી કાઢી તે તેમાં દાખલ થયો તો તેણે જોયું કે તે બાઈ રસોઇના કામમાં ગુંથાઇ હતી. તેને જોઈ તેણે પૂછ્યું, " અહીં કંઈ ફળ મળશે ?"

તે બાઇએ હા કહી તેના મોં આગળ તરબુચ ધર્યાં. પછી નેપોલિયને પૂછ્યું, " તને ખબર છે કે શહેનશાહ અહીં છે ?"

તે બાઈએ જવાબ દીધો, 'અરે, શહેનશાહ તો એક વખત વિદ્યાર્થી તરિકે અહીં હતા ત્યારે વારંવાર મારી દુકાનેથીજ ફળ ખરીદતા.'

" પણ તે બરાબર પૈસા ચૂકવતા કે નહિ ? " એમ નેપોલિયને પૂછ્યું.

" હા, " બાઇએ જવાબ દીધો.

" તું જુઠું બોલે છે. તેમને તને હજુ કંઈ આપવાનું છે. કેટલા પૈસા તેમણે હજુ તને આપ્યા નથી ? "

આ સાંભળી બાઈ તાજુબ થઇ, એટલે નેપોલિયને કહ્યું, " હુંજ તે વિદ્યાર્થી નેપોલિયન. " આ સાંભળી બાઇ તેને પગે પડી, એટલે નેપોલિયને કહ્યું, "હું મારૂં દેવું અદા કરવાનું ભૂલી ગયો નથી. તારા પૈસા લે. "

તે ઉપરાંત, નેપોલિયને ઉદારતાથી તેને સારી બક્ષિશ આપી અને દરેક રીતે તેને સુખી રાખવા તે ત્યાર પછી દરકાર રાખતો.

ખરે, પ્રમાણિકપણું મનુષ્યજીવન કેટલું તેજસ્વી બનાવી દે છે !

## (૫) એક જર્મન ખેડુત.

ઈ. સ. ૧૭૬૦ની સાલમાં **જર્મની**ના એક ગામડામાં એક ગરીબ ખેડુત રહેતો હતો. શત્રુઓ આજુબાજુના ગામ ઉપર હલ્લો કરી રહ્યા હતા. તે વખતે એક ઘોડેસ્વાર ટુકડી તે ગામ તરફ઼ ઘાસ દાણો મેળવવા પોતાના અમલદાર સહિત નીકળી પડી. તે ટુકડીના અમલદારે પેલા ગામમાં આવી તે ગરીબ ખેડુતનુ બારણું ખખડાવ્યું. તે ખેડુતે તરતજ બારણું ખોલ્યુ. તે અમલદારે તેને કહ્યુ, "હમારી સાથે ચાલ. હમને દાણો અને ઘાસચારો મળે એવું ખેતર બતાવ." તે ખેડુત તૈયાર થઈ તેમની સાથે ગયો ખેતરોની બાજુએથી તે તેમને લઈ જતો હતે, એટલામા પેલો અમલદાર થોભ્યો અને બોલ્યો, 'આ ખેતર ઠીક છે. અમારી જરૂરિયાત તેમાંથી પૂરી પડશે.' ખેડુતે કહ્યુ, 'ના. સાહેબ, એથી વધારે સારી સગવડ સચવાશે એવુ ખેતર છે તે બતાવું. એને અડકશો મા.' ત્યાંથી ટુકડી થોડે દૂરચાલી એટલે એક જવનુ ખેતર આવ્યુ. ત્યાં તેણે પેલા અમલદારને કહ્યું, 'જુઓ, આ ખેતર, એમાંથી ચાહે તેટલું ખુશીથી લો.' પેલા અમલદારે ખેડુતને પૂછ્યું, "આટલે બધે દૂર હમને શા માટે લાવ્યો? એવા તો બીજાએ ખેતર આપણે રસ્તે આવી ગયાં." તરતજ પેલા ખેડુતે કહ્યું, "સાહેબ, પેલા ખેતરો તો બીજાનાં હતાં. આ તો મારૂં છે." અમલદાર તો તેનું પ્રમાણિકપણું જોઈ નવાઈ પામ્યો.

## (મનનીય સૂત્રો.)

૧. "પ્રમાણિક માણસ ઈશ્વરી કારીગરીનો ઉત્તમ નમૂનો છે."

૨. પ્રમાણિકપણું જીંદગીનો શ્રેષ્ઠ નિયમ છે.

૩. 'પ્રમાણિક માણસનો આત્મા શ્રેષ્ઠ છે. દગાથી મળતા ગમે તેટલા મોટા નફાને તે ધિક્કારે છે'

૪. "સમાજનો આધાર એક બીજાના વિશ્વાસ ઉપર છે; પણ એક બીજાનો વિશ્વાસ એક બીજાના પ્રમાણિકપણા ઉપર આધારભૂત છે."

૫. "તમને જે કંઈ સાચવવા બીજા કોઈનું મળ્યું હોય તે સંભાળી રાખી પાછું સોંપો.

૬. "દગા ફટકાથી બીજાના પૈસા મેળવી પૈસાદાર થવુ તેના કરતાં ગરીબ રહેવું બહેતર છે."

૭. "કોઈપણ માણસ શ્રીમંત, મહાન કે શાણો થવા બંધાયલો નથી; પણ તે સાચો અને પ્રમાણિક થવા તો બંધાયોજ છે."

૮. પ્રમાણિક માણસ ગમે તેવો ગરીબ હોય તોપણ તેની ગરીબાઈ છતાં તે મનુષ્યોમાં રાજા જેવો છે.

૯. સદ્ગુણ અને પ્રમાણિકપણાથી અલગા થશો મા.. સુખી થવાનો એજ માર્ગ છે.

૧૦. સત્ય વિચાર, અને સત્ય વર્તન, એજ પ્રમાણિકપણું છે.

# ન્યાય.



## (૧) બ્રુટસ.

**રોમમાં** પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયું ત્યારે **બ્રુટસ** નામે એક ન્યાયધિશ થઈ ગયો. તેના બે પુત્રો અને તેના મિત્રના ત્રણ પુત્રોએ પ્રજાસત્તાક રાજ્યની વિરૂદ્ધ હીલચાલ કરી [illegible] ઉઠાવવા પ્રયત્ન કર્યો. આ કારણથી તેમને તેમના આવા ગુન્હા માટે ન્યાયધિશ સમક્ષ રજુ કરવામાં આવ્યા. જો કે બ્રુટસ તેમાંના બેનો પિતા હતો, અને ત્રણના બાપનો મિત્ર હતો, છતાં તેણે ન્યાય આપતી વખતે ખાનગી સંબંધ કે સગપણનો બધો વિચાર દૂર મૂકી તેમને દેહાંત દંડની શિક્ષા ફરમાવી.

ન્યાય તો આવો નિર્મળજ જોઇએ. એમાં સગાંવ્હાલાં કે મિત્રો તરફ રહિમ દિલ બતાવી, પક્ષપાત કરવાની લેશ માત્ર જરૂર નથી. ધન્ય છે આવી હિમ્મત અને એક સરખી ન્યાય વૃતિવાળા બ્રુટસને !



## (૨) યુધિષ્ઠિર

જ્યારે **પાંડવો** વનવાસમાં હતા ત્યારે એક સમયે જંગલમાં તાપથી કંટાળી આરામ લેવા તેઓ બેઠા. તરસ સખ્ત લાગી હતી તેથી **યુધિષ્ઠિરે** પાણીની તપાસમાં ભીમને મોકલ્યો. રસ્તે જતા જતાં એક નાનો ઝરો **ભીમે** જંગલમાં જોયો. તેની નજીક જઈ ભીમ તેમાંથી પાણી પીવા જતો હતો કે તરતજ થોડે દૂરથી એવા શબ્દ સંભળાયા કે, "જે કોઈ પાણી પીશે તે તરતજ મરણ પામશે." ભીમે તે ન ગણકારી પાણી પીધું અને તરતજ મરણશરણ થયો.

ભીમને બહુવાર લાગી એમ જાણી **અર્જુનને** તેની તપાસમાં યુધિષ્ઠિરે મોકલ્યો તે પોતાના ભાઈને તે ઝરા આગળ મરણ પામેલા જોઈ ગુસ્સે થયો. પણ તરસ્યો હોવાથી તેમ થી પાણી પીવા તે નીચો વળ્યો. તરતજ તેણે એવા શબ્દો સાંભળ્યા કે "જે કોઈ પાણી પીશે તે તરતજ મરણ પામશે." અર્જુને તે ઉપર ધ્યાન ન આપ્યું. તેણે પાણી પીધું. પણ ઝટ ત્યાંજ મરણ પામ્યો.

બન્ને ભાઈઓ ગયાને ઘણો વખત થઈ ગયો એટલે સહદેવને તપાસ કરવા યુધિષ્ઠરે મોકલ્યો. તે તે ઝરા આગળ ગયો અને તેના પણ તેજ સ્થિત થઈ. નકુળ હવે તપાસ કરવા નીકળ્યો અને તે પણ ઝરાની બાજુએ મરણ શરણ થયો.

હવે જ્યારે કોઈ ભાઇ પાછો ન આવ્યો, ત્યારે યુધિષ્ઠિર પોતે તપાસ કરવા નીકળી પડયા. શોધતાં શોધતાં તે ઝરા આગળ આવી પહોંચ્યા. પોતાના ભાઈઓને મરણ પામેલા જોઈ તે બહુ વ્યાકુળ થયા. છતાં તરસ તો એટલી લાગી હતી કે તેમણે પહેલાં પાણી પીવા વિચાર કર્યો. જેવા તે પાણી પીવા

જતા હતા કે તરતજ તે અવાજ સંભળાયો. આમ તેમ જોયું તો તેમની નજરે એક યક્ષ જણાયો.

યુધિષ્ઠિરે યક્ષને પૂછ્યુ 'શા માટે પાણી પીવાની મના કરે છે?' યક્ષે જવાબ દીધો, "જે કોઈ મારા સવાલોના જવાબ સંતોષકારક રીતે આપશે તેજ આ પાણી પી શકશે." યુધિષ્ઠિરે બધા સવાલના જવાબ યોગ્ય રીતે આપ્યા એટલે યક્ષ ખુશ થઇ ગયો અને કહ્યુ, હું તને વરદાન આપવા તૈયાર છુ. માંગ એક વરદાન.' યુધિષ્ઠિરે વિચાર કરી કહ્યું, 'નકુળને જીવતો કરો.' યક્ષે કહ્યું શા માટે અર્જુનને કે ભીમને જીવાડવા કહેતો નથી?' યુધિષ્ઠિરે કહ્યુ, 'જો અર્જુનને કે ભીમને જીવાડવાની માગણી કરું તો ચૌદ વર્ષના વનવાસના અંતે જ્યારે અમે ઘેર જઇશું ત્યારે માત્ર અમારી માતા કુંતી અમને જોઇને આનંદ પામે, પણ માતા માદ્રી પોતાના પુત્રમાંના સહદેવ કે નકુળને કોઇને ન જુએ તો તે દિલગીર થઇ જાય અને તેનું હૃદય ફાટી જાય; તેથીજ મેં નકુલને જીવાડવા માગણી કરી છે જો તેમ થાય તો માદ્રી પણ પોતાના એક પુત્રને જોઈ ખુશી થાય આ પ્રમાણે મારી માગણીમા બન્ને માતાઓ આનંદ પામે એવો હેતુ છે."

આ સાંભળી યક્ષે પોતાનુ રૂપ બદલ્યુ અને કહ્યુ, 'હું ધર્મદેવ છું. તારા ન્યાયની કસોટી કરવા માગતો હતો અને તેમાં તું પૂર્ણ રીતે ફત્તેહમંદ થયો છે.' એમ કહી બધા ભાઇઓને સજીવન કર્યા.

ન્યાય બુદ્ધિ તો આવીજ કેળવાવવી જોઇએ. સારા નરસાનો વિચાર કરી ઇન્સાફ કેવા પ્રકારનો હોવો જોઇએ તે આ ઉપરથી શિખી શકાય તેમ છે.

## ( ૩ ) ફઆદ રાજા.

ફઆદ નામે ઈરાનમાં એક રાજા હતો. તે એક દિવસ શિકાર કરવા પોતાના માણસો સહિત નીકળ્યો. તે આગળ જતાં તેમનાથી છૂટો પડી ગયો. તાપ સખ્ત હતો, તેથી તેને તરસ પણ બહુ લાગી હતી. તે આરામ લેવા છાંયડો શોધતો હતો, એવામાં તેણે દૂર કંઈક છાયડા જેવું લાગ્યુ. પોતાનો ઘોડો તે તરફ દોડાવ્યો ત્યારે તેને જણાયું કે તે એક નાનો તંબુ હતો. તે તંબુમાં એક વૃદ્ધ બાઈ અને તેની છોકરી રહેતા હતા. તે ઘરડી બાઈ રાજાને જોઈને તંબુ બહાર નીકળી આવી અને તેને માન આપી પોતાના તંબુમાં લાવી. જે કંઈ નાસ્તો ઘરમાં હતો તે તેના મ્હોં આગળ મૂકયો, અને પીવાને પાણી આપ્યું. ત્યારબાદ રાજા થાકી ગયેલો હોવાથી તરત ઉંઘમાં પડયો. રાજા જાગ્યો ત્યારે માલૂમ પડયુ કે મોડું થઈ ગયું હતું. તેથી તેણે રાત્રિ ત્યાંજ પસાર કરવા વિચાર રાખ્યો

રાત્રે બાઈની દીકરી પોતાની ગાય દોહવા નીકળી ગાય દોહતા પુષ્કળ દૂધ નીકળ્યું. તે જોઈ રાજાને લાગ્યું કે જો આ લોકો મારી ત્રીજોરીમા અઠવાડીઆમાં એક દિવસના દૂધની કિમત જેટલી રકમ આપે તો તેમને ખોટ ન જાય; પણ, ઉલટી મારી ત્રીજોરી માતબર બને.

રાજા રાત્રે વાળુ કર્યા બાદ નિદ્રાવશ થયો. સહવારે ઉઠી, તે વૃદ્ધ બાઈની દીકરી ગાયને દોહવા ગઈ. તે વખતે ઘણું થોડું દૂધ નીકળ્યુ. આ જોઈ દીકરી મા કને દોડી આવી અને ફરીયાદ કરવા લાગી, કે આપણા રાજાએ પોતાની નૈયત

બગાડવા માંડી છે. તેથી ગાય દૂધ આપતી નથી. તે ડોસીએ પણ કહ્યું, "જ્યારે રાજા ન્યાયવૃતિ છોડી દઈ અધર્મી થાય છે ત્યારેજ બરકત જાય છે." આ સાંભળી રાજા તો હેરત પામ્યો. થોડી વાર વિચાર કરી તે રાજાએ પોતાની દાનત પાક કરી તે છોકરીને કહ્યું, "ફરી જઈ ગાય દોહ" જ્યારે છોકરીએ ફરી દોહવા માંડયું, ત્યારે અસલ માફક તામડી ભરાઈ દૂધ નીકળ્યું.

ન્યાયબુદ્ધિવાળો રાજા પ્રકાશિત સૂર્ય અગર વરસાદથી ભરપૂર વાદળાં કરતાં વધારે ઉપયોગી છે.

---

## (૪) આફ્રીકાનો એક સરદાર.

એક વખત મહાન સિકંદર દેશ જીતતો જીતતો આફ્રીકામાં એક ગામે આવી લાગ્યો. તે ગામના લોક ઝુંપડામાં રહેતા, અને તે પણ વળી એકાંત જગ્યાએ. લડાઈ શું ચીજ છે તેમની તો તેમને સમજ પણ નહોતી. તેઓ સિકંદરને પોતાના સરદાર કને લઈ ગયા. તેણે તેને પુષ્કળ માન આપ્યું અને તેની પરોણા ચાકરી કરવા માંડી તે સરદારે સિકંદરની સામે સોનાની ખારેક, અંજીર અને રોટલી મૂકી. સિકંદરે તે જોઈ સવાલ કર્યો, "તમે અહીં સોનું ખાઓ છો?" સરદારે જવાબ વાળ્યો, 'આપ શા માટે અત્ર સુધી પધાર્યા છો? હું તો માનું છું કે તમારા દેશમાં ખાવા પીવાનું તો તમે પુષ્કળ મેળવી શકો છો. નહિ વારૂ?" સિકંદરે ઉત્તર આપ્યો, "મને તમારા સોનાની તૃષ્ણા નથી. હું તો તમારી રીતભાતથી વાકેફ થવા માગું છું" તે ઉપરથી સરદારે કહ્યું, 'ભલે તમારી મરજી હોય ત્યાં સુધી હમારા સાથે રહો."

જેવું ઉપરનું વાકય ઉચ્ચારાયું કે તરતજ બે માણસો દરબારમાં ન્યાય મેળવવા દાખલ થયા. ફરીયાદીએ બોલવુ શરૂ કર્યું, "ખુદાવિંદ, મેં આ માણસ પાસે જમીન વેચાતી લીધી હતી. તે જમીન ખોદતાં ખોદતાં તેમાંથી એક ખજાનો મળી આવ્યો છે. હું ચોક્કસ માનું છું કે મને તો તેણે જમીન વેચી છે, અને તેમાંથી જે કંઈ ગેબી ખજાનો મળી આવે તે મને વેચ્યો નથી; તેથી આ ખજાનાનો માલિક તો ખરૂં જોતાં આ સામો માણસ છે. છતાં, તે તેનો સ્વીકાર કરતો નથી."

આ સાંભળી બીજાએ તરતજ કહેવા માંડયું, "ખુદાવિંદ, આ ફરીયાદીનું અંતઃકરણ જેટલું નિર્મળ છે તેટલુંજ મારૂં પણ છે, એમ મને લાગે છે. મેં એને જમીન વેચી ત્યારે જમીન અને તેમાં રહેલી સર્વસ્વ ચીજ એને વેચી છે. ખરૂં જોતાં, જે દોલત મળી આવી તે તેનીજ ગણાય."

આ સાંભળી તે સરદારે વિચાર કરી ફરીયાદીને પૂછયું, "તને શું ફરજંદ છે?" "મારે એક છોકરો છે" એમ જવાબ મળ્યો. ત્યારબાદ સરદારે બીજાને પૂછયુ, "તને શું છોકરા છે?" "મારે એક છોકરી છે," એમ બીજાએ જવાબ વળ્યો

"ત્યારે તો તમારા બેઉના ફરજંદોના લગન કરો, અને આ દોલત તેમને હવાલે કરી દો," એમ સરદારે હુકમ કર્યો.

સિકંદર તો આ રીતનો ન્યાય અને પેલા શહેરીઓનું પ્રમાણિકપણું જોઈ તાજુબ થઈ ગયો.

# (૫) રાજકુંવર હલ

ઈંગ્લંડના રાજા હેન્રી ચોથાને હલ નામે કુવર હતો. તેને ખરાબ છોકરાઓની સંગત હતી. તેમની સોબતમાં તે ઉદ્ધત, તોફાની અને મગરૂર થઇ ગયો હતો.

એક વખત રાજકુંવરના એક સોબતીએ કંઇક ગુન્હો કર્યો અને તેને તે વખતના ન્યાયાધિશ આગળ રજુ કરવામાં આવ્યો. જ્યારે હલે આ વાત જાણી ત્યારે કચેરીમાં ન્યાયાધિશ આગળ તે ગયો અને બોલ્યો, 'મારા મિત્રને છોડી દો. તમે જાણો છો કે હું રાજાનો કુંવર છું" ન્યાયાધિશે નીડરતાથી કહ્યું, "એના ઉપર કામ ચલાવવું પડશે. તે ગુન્હેગાર માલૂમ પડશે તો તેને સજા કરીશ. તકસીરવાન નહિ સાબિત થાય તોજ છોડી દઈશ. પછી તે ગમે તેનો મિત્ર હોય તે મારે જોવાનું નથી."

આ ઉપરથી રાજકુંવર ગુસ્સે થયો. તે ન્યાયાસન સુધી ધસી ગયો અને ન્યાયાધિશને તેણે એક તમાચો માર્યો.

તે ન્યાયાધિશ આથી ડરી જાય તેવો નહોતો. સર્વને તે કાયદાની દૃષ્ટિએ સમાન ગણતો હતો. તેણે પોતાના સિપાઇને હુકમ કર્યો, "રાજકુંવરને કેદ કરો" ત્યાર પછી તેણે કુંવરને કહ્યું કે, "હું આ સ્થળે તમારા પિતાની જગ્યાએ છું. મારૂ કામ સર્વને યોગ્ય ન્યાય આપવાનુ છે. મારે પૈસદાર કે મોટી પદવીવાળાથી ડરવાનુ નથી મને તમાચો માર્યો એ તમારા બાપને તમાચો માર્યા બરાબર છે. તમે ખરૂ જોતાં, રાજાનુંજ અપમાન કર્યું છે, તેથી હું તમને એક ગુન્હેગાર તરિકે કેદ કરૂ છું."

રાજકુંવર આ સાંભળી મુગ્ધ બની ગયો. તેનો ગુસ્સો નરમ પડી ગયો અને તેણે ન્યાયાધિશની માફી માગી.

જ્યારે રાજા હેન્રીને આ વિષે ખબર થઈ ત્યારે તેણે કહ્યું કે, "ધન્ય છે આવા ન્યાયાધિશને કે જે મારા રાજમાં રાજકુંવરને પણ તેના ગુન્હા માટે સજા કરી શકે એમ છે."

## ( મનનીય સૂત્રો )

૧. ન્યાયપૂર્વક જીવન ગાળવું એ એક કળા છે.

૨. "આપણી ન્યાયશકિત અજમાવવાના કોઈ પણ પ્રસંગને આપણે ક્ષુદ્ર ગણવો નહિ."

૩. ન્યાય એટલે સારાસારનો વિચાર અને વિવેક બુદ્ધિનુ ચેતન.

૪. યોગ્ય ન્યાય આપવાની શક્તિ જેનામાં હોય તેજ મરદ કહેવાય છે.

૫. વેપારીના કાંટા કરતાં ન્યાયનો કાંટો વધારે નાજુક છે. તેથી ન્યાય આપતાં ઘણાજ પ્રમાણિક બનો.

૬. નિડર માણસ, ચાહે તો, સાચો ન્યાય આપી શકે.

૭. સમાજની ખરી સેવા કરવી હોય અગર તમારી જાતને નિમકહલાલ રહેવું હોય તો ન્યાયી બનો.

૮. ન્યાયની હકુમત, કુટુંબ, સમાજ અને દેશમાં ચાલે છે.

૯. સત્યથી જેમ અભય બનાય છે તેમ ન્યાયી વર્તન પણ તમને અભય બનાવે છે.

૧૦. ન્યાયનું પૃથક્કરણ કરતાં તેમાંથી સત્ય, હિંમત અને દ્રઢતા મેળવી શકશો.

# સ્વાશ્રય.



## (૧) રણજીતસિંહ.

રણજીતસિંહ પંજાબના પરાક્રમી રાજા થઈ ગયા છે. તે એક વખત પોતાની સેના લઈ અટક નદીને એક કિનારે પડેલા હતા. સામે કિનારે શત્રુનું લશ્કર હતું. રાત અંધારી હતી. ત્યાં ન મળે નૌકા કે કોઈ પ્રકારનું સાધન કે જે વડે નદીને પેલે પાર જવાય. આખરે કંઈ પણ ઉપાય ન સૂઝતાં સિપાઇઓ રણજીતસિંહ પાસે આવ્યા, અને તેમને પોતાની મુશ્કેલીઓ કહી સંભળાવી.

રણજીતસિંહે તેમને કહ્યું, "આમ લાચાર કેમ થઈ જાઓ છો? તમને કોઈ સાધન નથી જણાતું એટલે શું આપણે હાથ પગ જોડી અહીં પડી રહેવું શું? જ્યાંસુધી તમે સ્વાશ્રયી ન બનો ત્યાં સુધી ફત્તેહ તમને શાનીજ મળે? સાંભળો,

> જો કે મનમેં અટક હય, સોઈ અટક રહા,
> જો કે મનમેં અટક ના, વાકો અટક કહાં?

આ સાંભળતાજ તેનું સૈન્ય નદીમાં કૂદી પડ્યું, અને તરીને સામે કિનારે પહોંચી ગયું. દુશ્મન તો તેમને જોઇનેજ ગભરાઈ ગયા. તેઓને લાગ્યું કે જ્યારે રણજીતસિંહની સેના આવી મોટી નદી આવી રાત્રીએ પોતાની જાતે તરી ગઇ, તો તેની સામે કેમ ટકાશે? આ વિચારથી તેઓ મૂંઝાયા અને નાસી છૂટયા. આપ બળે સહેલાઇથી રણજીતસિંહને જીત મળી ગઈ.

## (૨) નાસિરૂદ્દિન

દિલ્હીની ગાદી ઉપર નાસિરૂદ્દિન નામે રાજા થઈ ગયો હતો. તે રાજા છતાં હમેશાં સાદી જીંદગી ગાળતો પોતાના ભરણપોષણ માટે તે ત્રીજોરીમાંથી એક દમડી પણ લેતો નહિ. તે કહેતો, "રૈયતના પૈસાવડે રાજાએ વૈભવ ભોગવવાનો નથી. રૈયતના પૈસાનો રાજા તો માત્ર વાલી છે, માલિક નહિ. તેથી તે પૈસાનો તો રૈયતની સુખાકારીમાંજ ઉપયોગ થવો જોઇએ."

આ તેનો ઉચ્ચ વિચાર હોવાથી તે કિતાબો લખી તેનું અને તેની સ્ત્રીનુ પોષણ કરતો. આ ઉપરથી તમે જોઇ શકશો કે એ પાદશાહ છતાં સ્વાશ્રયી હતો અને પોતાના ભરણપોષણ માટે રાજ્યની ત્રીજોરી ઉપર આધાર રાખવા પસંદ નહોતો કરતો; બલકે, પોતાની જાત મહેનત વડે ઉદરનિર્વાહ મેળવવાનું પસંદ કરતો.

**નાસિરૂદ્દિનને સલીમા** નામે સ્ત્રી હતી. તે જાતે રસોઇ કરતી. એક વખતે તે દાઝી એટલે પાદશાહને એક ચાકરડી રાખવા અરજ કરી. પણ બાદશાહે કહ્યુ, "તેમ ન બને હું રાજા છું; છતાં ગરીબ છું. ઇનસાન (મનુષ્ય જાતને) ને તો મહેનતુ થવુંજ પાલવે. હું જેમ મહેનત કરૂં છું તેમ તારે મહેનત કરવી જોઇએ. બીજા ઉપર આધાર રાખવો પડે એ ગુલામગીરિ છે; માટે તારી જાત ઉપરજ આધાર રાખી કામ કર."

## ( ૩ ) નવાબ અને ત્રણ નોકરો.

ઈ. સ. ૧૮૫૭ના બળવા વખતે કેટલાક બળવાખોરોએ એક નવાબ સાહેબના મહેલ ઉપર હુમલો કર્યો. મહેલનો આગલો દરવાજો બંધ હતો; એટલે બળવાખોરો તે તોડી નાંખવા મહેનત કરવા લાગ્યા. મહેલના પાછલા ઓરડામાં એક બારી હતી. તે શેરીમાં પડતી હતી. નવાબ સાહેબનો પલંગ તે બારી પાસે હતો. હવે નવાબ સાહેબને આ હુમલાની ખબર પડી એટલે નાસી છૂટવાનો વિચાર કરવા લાગ્યા.

આ શેરી ઉપરની બારીએથી નાસવાનો ઠીક માર્ગ તેને લાગ્યો. પણ નવાબ સાહેબ નાસે કેવી રીતે ? નવાબ સાહેબને ગાડીમાં બેસવુ હોય તો તે નોકરોના ખભા ઉપર હાથ મૂકી બેસતા. આવી ટેવવાળા નવાબ સાહેબ બારી બહાર કેવી રીતે કૂદવાનુ સાહસ કરે ? તેમણે 'અલીમ, અલીમ,' બોલી નોકરને હાંક મારી અને કહ્યું, "પગરખાં લાવ."

અલીમ તો પોતાના જીવ બચાવવાની ફિકરમાં હતો. તેને નાસવા માટે કોઇની મદદની જરૂર નહોતી. પોતાના પગ મજબૂત હતા, અને બીજા ઉપર આધાર રાખવાની તેને ટેવ નહોતી. તે તો તરત બારી બહાર શેરીમાં કૂદી પડયો. નવાબ સાહેબ આ જોઈ **અલીમ** ઉપર ગાળોનો વરસાદ વરસાવતાં '**કલીમ**'ને બૂમ મારવા લાગ્યા. પણ કલીમ પણ પગરખાં શાનો લાવે ? એ બિચારો પણ **અલીમ**ની માફક સાહસ કરવા તત્પર હતો. પોતે શરીરે મજબુત હતો. એને કૂદી પડવા માટે કશાની જરૂરજ નહોતી. એકદમ તેણે પણ બહાર ભૂસકો માર્યો. હવે

રહ્યો માત્ર સલીમ. નવાબ સાહેબ તો જાતે કૂદી પડવાની હિમ્મતે ન કરે. નોકરો પર આધાર રાખવાની ટેવ હોવાથી તદ્દન લાચાર અવસ્થામાં તે આવી રહ્યા. સલીમને બૂમ મારી; બારણું તૂટવાની તૈયારીમાં હતાં, એટલે સલીમ પણ બૂમ ઉપર ધ્યાન આપ્યા વગર જીવ લઈ બારી બહાર કૂદી પડ્યો.

સિપાઇઓ બારણું તોડી મહેલમાં પેઠા. નવાબ સાહેબની સ્થિતિ દયાજનક થઈ પડી. તે ન નાઠા બારીએથી કે ન તૈયાર થયા તલવાર લઈ લડવા. પોતાની જાત ઉપર આધાર રાખવાની ટેવ ન હોવાથી તેઓ કેદ પકડાયા; પણ ત્રણ નોકરો તો સ્વાશ્રય પ્રતાપે છૂટા રહ્યા.

## (૪) એક ગામડું.

એક વખત ભરૂચ જીલ્લાના એક ગામડામાં વારંવાર ધાડપાડુની બીક રહેતી. રાત પડે કે લોકોના જીવ ધાડપાડુની દહેશતથી તાળવે બંધાતા. ગામની સીમ સાચવવા તેઓ પરદેશી માણસો રાખતા. એ ભાડુતી માણસો પણ કેટલીક વખત ધાડપાડુઓ સાથે ભળી જતા. ધાડપાડુઓ સમજી ગયેલા કે તે ગામમાં લોકો બહાદુર લાગતા નથી; ઉલટા, દહેશતને લીધે ગમે તે માગીએ તે આપી દે એવા છે. તેથી એક રાતે ધાડ પડી એક ગૃહસ્થના ઘરમાંથી લૂંટ મેળવી ચાલી ગયા. બીજે દિવસે ધાડ તો ન પાડી પણ ધાડપાડુમાંનો કોઈક પાદરે આવી તપાસ કરી ગામમાં જતો અને થોડા પૈસા બીક આપી કોઈ કોઈ પાસે કઢાવી લેતો.

આ ગામની પડોશમાં એક બીજું ગામ હતું. ત્યાં પણ કેટલાક ધનાઢ્ય વર્ગના માણસો રહેતાં હતાં. તેઓને પણ લાગ્યું કે ધાડપાડુઓનો ડોળો તેમના ગામ ઉપર છે. છતાં તેઓ ગભરાયા નહિ. તેમણે પઠાણ કે સીધી રક્ષકો ન રાખ્યા. તેઓને પોતાના ગામનો બચાવ પોતાના પુરૂષાર્થથી કરવો હતો. તેથી તેઓ રાત્રે પોતાના ગામને જાતેજ તપાસવા લાગ્યા. ગામના બધા જુવાન ગામમાં રાત્રે અમુક સ્થળે એકઠા થતા અને તેમાંથી કેટલીક ટુકડીઓ ઉભી કરતા. દરેક ટુકડી ગામમાં દાખલ થવાના રસ્તે જાગૃત રહી ચોકી કરતી. ગામના વૃદ્ધ પોતાના ઘરમાં નિરાંતે ઉંઘતા.

એક વખત આજ ગામમાં પગપેસારો કરવા ધાડપાડુઓએ પ્રયત્ન કર્યો. એક બાજુએ જાગતા માણસોની ટોળી તેઓએ જોઈ. બીજી બાજુએ ગયા તો ત્યાં પણ એક ટોળી જોઈ. દૈવયોગે તે ટોળીમાંના એકે તેમને દૂરથી જોયા એટલે તરતજ તેણે બૂમ પાડી. ગામમાં એવા જરૂરી પ્રસંગ માટે ખાસ રાખેલી ટોળી તે તરફ ધસી આવી, અને ધાડપાડુઓની પુંઠે પડી. લુંટારા બીધા અને જીવ લઈને નાઠા. ત્યારબાદ આ ગામને ધાડપાડુઓએ જરાયે ત્રાસ આપ્યોજ નહિ.

આ સ્વાશ્રયનું એક અનુકરણીય ઉદાહરણ છે. જ્યાં લોકો પોતેજ રક્ષક થઈ પોતાનું હિત સાચવવા તૈયાર હોય ત્યા તેમનું નામ કોણ લઈ શકે ? સ્વાશ્રયમાં આવી જાતના ઉત્તમ ફળો રહેલાં છે.

---

## (૫) ગુસ્તાસ્પ.

ઇરાન દેશના એક રાજાને ગુસ્તાસ્પ નામનો એક દીકરો હતો. તે રાજા આ છોકરાને ગાદીના વારસ તરીકે કબૂલ કરતો નહતો, તેથી ગુસ્તાસ્પને ખોટું લાગ્યું; તે રાજ્ય છોડી ચાલ્યો ગયો. તે ત્યાંથી પશ્ચિમ તરફના દેશો તરફ ગયો, અને ત્યાં એક રાજાને ત્યાં જઈ પૂછ્યું, "તમારે કોઈ લહીઆની જરૂર છે?" તે રાજાએ ના પાડી, પણ કહ્યું કે "તમે અહીં થોડા દીવસ થોભો. જો એવી જગ્યા ખાલી પડશે, તો જોઇશું."

ગુસ્તાસ્પ તેવી રાહ જોઈ શકે તેમ ન હતું. તે ઘણોજ ભૂખ્યો હતો અને ખોરાકની તેને બહુજ જરૂર હતી; તેથી તે ત્યાંથી આગળ ચાલતો રહ્યો. એટલામાં તેને ઉંટોની એક વણજાર મળી. ત્યાં જઈ એક વેપારીને તેણે પૂછ્યું, 'તમારે એક ઉંટ હાંકનાર જોઇએ છે? મને તે કામ આવડે છે.' તેણે જવાબ આપ્યો, 'ના.' પણ તેણે તેને ભૂખથી પીડાતો જોઈ કંઇક ખોરાક આપ્યો. ગુસ્તાસ્પ હવે નોકરીની શોધમાં ત્યાંથી આગળ ચાલ્યો, અને આખરે એક લુહારની દુકાન આગળ આવી પહોંચ્યો. લુહારને તેણે પૂછ્યુ, 'મને કંઈ નોકરી આપી શકશો?' તેણે જવાબ દીધો, હા, અહીં તો હથોડાથી ટીપવાનુ કામ કરવુ પડશે.' તે શાહજાદાએ તે કબૂલ કર્યું અને હથોડાથી એરણ પર જોરથી ટીપવા લાગ્યો; એટલામાં એરણના ટુકડે ટુકડા થઈ ગયા. આ જોઈ લુહારે તેને કાઢી મૂક્યો. હવે તે યાંથી ચાલતો થયો. એટલામાં તે એક ખેડુતના ખેતર પાસે જઈ પહોંચ્યો. ત્યાં તેને નોકરી મળી અને ખેતરમાં કામ કરવા લાગ્યો.

આ સમયે તેને એવી ખબર મળી કે રૂમ દેશની શાહજાદી ઉમર લાયક થઈ છે, અને તેથી તેનો બાપ તેને પરણાવવા માંગે છે. તેના બાપે બધા શાહજાદાઓ ઉપર આમંત્રણ મોકલ્યાં હતાં. તેથી ગુસ્તાસ્પ પણ મિજલસમાં ગયો. ત્યાં શાહજાદીએ તેને પોતાની પ્રીતિની ભેટ તરીકે કલગી આપી. બાદશાહને આવા પૈસા વગરના શાહજાદા સાથે પોતાની કુંવરી પરણે તે ઠીક લાગતું નહોતું; પણ તે તેમને પરણાવવાની ના પાડી શકયો નહિ; આખરે તેમને પરણાવી પોતાના દરબારમાંથી બન્નેને હાંકી કાઢયા. તેઓ જંગલમાં આવી રહ્યા. ત્યાં ગુસ્તાસ્પે બીજા ઘણાં પરાક્રમો કર્યાં અને આખરે તે પોતાના બાપની જગ્યાએ ગાદી પર પણ બેઠો. આવી રીતે પોતાની જાત ઉપર વિશ્વાસ રાખ્યાથી તે બધું મેળવી શકયો.

---

## ( મનનીય સૂત્રો. )

૧. પોતાની મહેનતથી જે પોતાનું પોષણ કરે છે તેજ સ્વતંત્ર છે.

૨. અન્ય ઉપર આધાર ન રાખો. ખરૂં સુખ તો સ્વાશ્રયમાં સમાયલું છે.

૩. "સ્વાશ્રય મનુષ્યના નિર્મળ વિકાસનું મૂળ છે. જો ઘણાં માણસો સ્વાશ્રયી હોય તો પ્રજાકિય બળ તેઓ વધારે છે."

૪. "જો તમે સ્વતંત્ર‥રહેવા ઈચ્છતા હો, તો તમારી વાસના ઓછી કરો."

૫. "તમારાં સગાંવ્હાલાંની આબરૂવડે મોટાઈ ન માનો. તમારી ઈજ્જત તમારા પોતાનાં કર્મો ઉપર આધાર રાખે છે."

૬. "પોતાને દુર્બળ માનવો એ સર્વ કરતાં મહાન પાપ છે. તમારા કરતાં બીજું કોઇ પણ મહાન નથી."

૭. "આપ સમાન બળ નહિ અને મેઘ સમાન જળ નહિ."

૮. આ કામ મારાથી નહિ થાય, કે આ કામ મને નહિ આવડે, એમ માનનાર પોતાનું નિર્બળપણું બતાવે છે, અથવા તેને પોતાના બળની પૂરી પરિક્ષાજ નથી હોતી.

૯. તન અને મનની શક્તિ વધારી વધે છે, અને મહાવરા-વડે દ્રઢ થાય છે; માટે જેનામાં તે કમી હોય તેમણે તે વધારવા પાછળ મહેનત લેવી, અને વખત આવે ત્યારે તેનો હિમ્મતથી ઉપયોગ કરવો.

૧૦. "પોતાના ઘુંટણ ઉપર આધાર રાખનાર એક સદ્-ગૃહસ્થ કરતાં પોતાના પગ ઉપર આધાર રાખનાર એક ખેડુત ઉંચી પંક્તિમાં ગણાવા યોગ્ય છે."

# આત્મભોગ

## (૧) એક લશ્કરી અમલદાર

એક નીચી પાયરીનો લશ્કરી અમલદાર ચોકી રાખવાને અને દુશ્મનો આવે તો ખબર લાવવાને માટે રોકાયલો હતો. તજ કામમાં તેની સાથે જે બીજાં માણસો હતાં તે માર્યા ગયાં હતાં. તે અમલદારના માથાપર સખ્ત માર પડયો હતો, તથી તે અથડાતો કૂટાતો પોતાની છાવણી તરફ આવતો હતો. તવામાં તેણે એક જખમી થયેલા માણસને રસ્તામા પડેલો જોયો. તેને તેણે પોતાના ખભા ઉપર ઉપાડી ઘણી મહેનત લઈ છાવણીમાં લાવીને મૂકયો. પછી તરત પોતે બેભાન થઈ પડયો.

તેના શિર ઉપર સખ્ત માર પડેલો હતો, તેથી ઈજા થયેલા ભાગને ઘણું કરીને માંહેથી કાપવો પડયો; તે પછી ઘણે કલાકે તે શુદ્ધિમાં આવ્યો; ત્યારે તેના મ્હોમાંથી જે પહેલા શબ્દો નીકળ્યા તે આ હતા "પેલો જખમી થયેલો માણસ કયાં છે? 'તે જીવે છે? મારો જોડીદાર?' તેને જવાબ મળ્યો. "ખરો તારો જોડીદાર! હા તે જીવે છે. એ તો આપણા લશ્કરનો સેનાપતિ." તે સરદારને જખમ થયો હતો, તોપણ તે આ વેળાએ આ સાધારણ અમલદારની પથારી પાસે હાજર થયો. તેને જોઈ તે બોલ્યો, 'ઓહો, જનરલ સાહેબ, એ તો તમે નીકળ્યા, ખરૂં કે? હું ઉપાડી લાવ્યો તે? હું ઘણો ખુશી થયો છું. મેં આપ હુઝુરને તે વેળાએ પિછાણ્યા નહોતા. પણ મેં તે વેળાએ ઓળખ્યા હોત તોપણ શું? હું તો આપને પણ એવીજ રીતે ઉપાડી લાવ્યા વિના રહેત નહિ.' આ તે ખરો **આત્મભોગ કહેવાય.**

## ( ૨ ) એક અમીરજાદી.

ઈ. સ. ૧૮૯૭ના વર્ષમાં એક ભયંકર બનાવ **પેરીસ** શહેરમાં બન્યો. એક મકાનમાં એક મોટો મેળો મળ્યો હતો. તે મકાનના લાકડાના છાપરાને ડામરથી રંગવામાં આવ્યું હતું. ઘણી સ્ત્રીઓએ મકાનમા પોતાને માટે મોટી મોટી દુકાનો રોકી હતી, અને ચળકતી ચીજો ગોઠવી હતી. ત્યાં ભપકાદાર પેરીસવાસીઓ, ઘણું કરીને બધી સ્ત્રીઓજ, ટોળા બંધ જોવા, ખરીદવા અને ફરવા આવી પહોંચી હતી. તેઓ વાતો કરી રહી હતી અને તેમાંની કેટલીક બાઈ તો મધુર વાજંત્ર સાંભળી રહી હતી. તે મેળામાં મુખ્ય સ્ત્રી એક અમીરજાદી હતી, અને તેણે પણ એક દુકાન રોકી હતી. ત્યાં સર્વત્ર આનંદ લાગતો. એવામા અકાએક આગની બૂમ પડી. છાપરૂં સળગી ઉઠયું હતું, અને તે ઉપરથી પીગળતો ડામર નીચે બૂમો પાડતી સ્ત્રીઓ ઉપર પડતો હતા. એક મોટો ધસારો મકાન બહાર નીકળી જવાને થયો સઘળે ગભરાટ ફેલાઈ ગયો કેટલીક બાઇઓ દબાઈ જવા લાગી કંઈ પણ બંદોબસ્ત કર્યા સિવાય તેઓ ફકત દરવાજા તરફ દોડાદોડ કરવા લાગી. આ સમયે તે અમીરજાદીને ઘણાએ આગ્રહ કર્યો કે તમે બહાર નીકળી જાઓ; તે છતાં તે તો એક ડૂબતા વહાણના નાખુદા માફક વર્તી. તે સૌથી છેલ્લે જવા ખુશી હતી; તેથી તે બોલી, "બીજાંઓને પહેલાં જવા દો" એવામાં આગ તો વધુ ફેલાઈ ગઈ. જ્યારે બધા બહાર નીકળી ગયા, ત્યારે જે છેલ્લી સ્ત્રી ત્યાંથી ગઈ તેણે પાછળ ફરી જોયુ તો અમીરજાદી ઘુંટણીએ પડી ઇશ્વરની બંદગી કરતી હતી, અને બન્ને હાથ જોડી મરણની રાહ જોતી હતી.

આ તે આત્મભોગ ! બીજાઓને ખાતર તે અમીરજાદીએ પોતાના જીવની પણ દરકાર ન કરી.

## ( ૩ ) આત્મભોગ.

**બાલાજી વિશ્વનાથ** પેશ્વાએ પોતાના ધણી મોટા શાહુ માટે મોગલ દરબારમાંથી ઉપજના ચોથાઈ અને દેશાઇગીરીના હકકો સંપાદાન કર્યા હતા. તેની સનદ લેવા પેશ્વા અને તેનો વિશ્વાસુ **મહાદેવ ભાનૂ** મોગલ દરબારમાં આવ્યા. તેમને સનદ આપવામાં આવી. આ હક્કો મરાઠાઓને આપ્યા તેથી દરબારીઓ અદેખાયા અને તેઓએ એવો સંકેત કર્યો કે જેવો પેશ્વા સનદ લઈ દરબાર બહાર આવે કે તરતજ તેને ઠાર કરવો. આ સંકેત પેશ્વા જાણી ગયો. **મહાદેવ ભાનૂને** આ હકીકત તેણે કહી, એટલે ભાનૂ બોલ્યો, 'તમે કોઈ બીજે રસ્તે ચાલ્યા જાઓ, તમારે બદલે હું પાલખીમાં તમારો પોષાક પહેરી બેસી જાઉં છું." તેમ કરવામાં આવ્યું સકેત પ્રમાણે પેશ્વા બીજે રસ્તે સહીસલામત નીકળી ગયો. પછી પાલખી ઉપર મુસલમાનોએ હુમલો કર્યો અને **મહાદેવ ભાનૂને** મારી નાંખ્યો.

આવી સ્વામિભકિતના જેટલાં વખાણ કરીએ એટલાં ઓછાં છે.

# (૪) દધિચી રૂષિ.

એક સમયે દેવોના દેવે કંઈ અયોગ્ય કામ કરી દૈત્યોના ઉપરી વ્રીતનું અપમાન કર્યું; તેથી, તે અસુર બહુ ગુસ્સે થયો. ઇંદ્ર સાથે લડી તેણે ઇંદ્રને તેની રાજધાની અમરાવતીમાંથી હાંકી કાઢયો અને તેનુ રાજ્ય લઈ લીધું. દેવો પોતાના રાજા સાથે સ્થળે સ્થળે ભટકયા અને પોતાનુ રાજ્ય લેવા ઈંદ્રે વારંવાર ફાંફાં માર્યાં; પણ, કંઈ વળ્યુ નહિ. આખરે તેમને લાગ્યું કે, જો કોઇ પવિત્ર રૂષિ પોતાના હાડકાંમાંથી તીર કામઠું બનાવવા દે, તોજ વ્રીતને મારી નંખાય. આ માટે જો કોઈ રૂષિ દયા લાવી ખુશીથી આત્મભોગ આપે તોજ શાંતિ મળે. હવે તેઓ દધિચી રૂષિ કને ગયા અને તેમને પોતાનું દુઃખ નિવેદન કર્યું. રૂષિજીને દયા ઉપજી તેથી કહ્યું, 'હું ખુશીથી મારૂં શરીર તમારા ઉપયોગ માટે બક્ષિશ કરૂં છું.' જેવા વિશ્વકર્મા પોતાના હાથ રૂષિજી ઉપર મૂકવા જતા હતા, તેવાજ તેઓ તેમનુ પવિત્ર અને પ્રકાશિત શરીર જોઈ પાછા હઠયા. આથી રૂષિજી હસ્યા અને બોલ્યા, "આ શરીરને મીઠાં વડે ઢાંકી દો. પછી એક ગાયનું ટોળું લાવો. તેઓ મીઠું અને માંસ ચાટી જશે. હાડકાં રહે તે તમારા જોઇતા ઉપયોગમાં તમારે લેવાં. આ પ્રમાણે કરશો તો શરીરનો કોઈ ભાગ નકામો નહિ જાય.', જ્યારે દેવોએ તે પ્રમાણે કર્યું ત્યારે તે અજાયબ પમાડે એવા આત્મત્યાગથી તૈયાર થયેલા તીર વડે અસુર વ્રત માર્યો ગયો. દધિચી રૂષિનો આ તો કેવો આત્મભોગ!

---

## ( ૫ ) શક્તાવત સરદાર.

**મેવાડ**ના સપાટ પ્રદેશમાં **અંતલ** નામનો કિલ્લો છે. તે કંઈક ઉંચાણ ઉપર છે અને તેની આજુબાજુ એક નદી વહે છે. તેને ફરતો એક ઉંચો કોટ છે. આ કિલ્લો જહાંગીર બાદશાહે પોતાને કબજે કર્યો હતો અને તેના હાથમાંથી પાછો જીતી લેવા **મેવાડ**ના રાણાની તીવ્ર ઇચ્છા હતી.

રાણાની મદદમાં **ચંદાવત** અને **શક્તાવત** નામના રજપૂત લશ્કરો હતાં. બન્ને લશ્કર બહાદુર અને શૂરવીર હતાં. બન્નેને પોતાનાં પરાક્રમ બતાવવાની હોંસ હતી. રાણાએ હુકમ કર્યો, "કિલ્લા ઉપર આક્રમણ કરો." બન્ને ટુકડીઓએ કિલ્લા તરફ કૂચ કરી. કોટમા મોગલ સૈન્ય હતું. તે આ ટુકડીઓને દૂરથી જોઇ લડવા તૈયાર થઈ ગયું બન્ને બાજુએથી રજપૂત દળે હુમલો કર્યો. તેમ કરતા ચંદાવત સરદાર મરણ પામ્યો. છતાં તે લશ્કરે બહાદુરીથી લડવાનું ચાલુ રાખ્યું

કિલ્લાને એક દરવાજો હતો. તે ભારે અને મજબૂત હતો તેને તીક્ષણ ખીલા બહારને ભાગે જડેલા હતા. તે દરવાજો તોડી નાખી અંદર પ્રવેશ કરવા શક્તાવત લશ્કરનો સરદાર આતુર હતો. તેણે પોતાના હાથીને તે તરફ દોર્યો. હાથીએ દરવાજો તોડવા ઘણો પ્રયત્ન કર્યો; પણ ફોગટ એ જોઇ હિમ્મત રાખી શક્તાવત સરદારે પોતાનુ શરીર ખીલા તરફ રાખી માવતને હુકમ કર્યો કે "મારી પીઠ ઉપર હાથીને જોશથી ધક્કો મારવા દોરવ ' માવતે સરદારના હુકમ મુજબ કર્યું. હાથીએ ખુબ જોરથી સરદારની પીઠ ઉપર ધક્કો માર્યો અને દરવાજાનું બારણું એકદમ ઉઘડી ગયુ શક્તાવત સરદારના શરીરમા ખીલા ભોકઈ ગયા અને તે તો દેવલોક પામ્યો. છતાં જે આત્મભોગ તેણે આપ્યો એ તો ખરેખર વખાણવા પાત્ર છે તેના મરણ બાદ રજપૂત ટુકડીઓ કિલ્લામાં દાખલ થઇ અને મોગલ સૈન્યને હાંકી કાઢી કિલ્લો સર કર્યો.

## (મનનીય સૂત્રો)

૧. અન્યના સુખની ચિંતા કરવાથી આપણામાં ભોગ આપવાની શક્તિ કેળવાય છે.

૨. "કોઇ પણ આદમી જ્યારે પોતાના સ્વાર્થને બદલે સમાજનું હિત વિચારે છે ત્યારેજ તે સાચો મનુષ્ય બને છે."

૩. "જે મનુષ્ય પોતાની જાતને પૂર્ણ ઉત્સાહ અને શ્રદ્ધાથી અન્યના હિતને ખાતર અર્પી દે છે તેજ આવા સંપૂર્ણ સ્વાર્પણથી પ્રાપ્ત થતી ઉચ્ચ શાંતિને પામે છે."

૪. સેવા કરવાના પ્રસંગોની ખોટ આ દુનિયામાં તો નથી, પણ આપણા મોહને લીધેજ ફૂલને અડકવા જતાં કાંટા વાગે છે અને તેમાંનું મધ લઇ શકાતું નથી.

૫. જે માણસ પોતાના જીવનનાં કાર્યો સંપૂર્ણ રીતે કરી બીજાના જીવનને તન, મન, ધનવડે બની શકતી સર્વ પ્રકારની મદદ આપે છે તેનુ જીવન ઉચ્ચ છે.

૬. ભોગ એટલે અન્યનાં સુખને માટે ત્યાગ. તે ત્યાગ હમેશાં ઉચ્ચ પ્રકારનો હોવો જોઇએ.

૭. રાતે સૂતી વખતે તમે કેવા પ્રકારની સેવા દિવસે કરી છે તેનો હિસાબ લો. તેમ કરવાની ટેવ તમને આત્મભોગ આપતાં શિખવશે.

૮. તમારા મનને સારી રીતે કેળવો. આત્મભોગ આપવો હોય તો આ દુનિયામાંની સ્થૂળ વસ્તુઓનો મોહ ઓછો કરો.

૯. જે મનુષ્ય આત્મભોગ આપે છે તેને પ્રભુના દરબારમાં ઉચ્ચ સ્થાન મળે છે.

૧૦. આત્મભોગ આપનાર મનુષ્ય કીર્તિ મેળવે છે, અન્યનાં હૃદય ઉપર અંકિત થાય છે અને યુવકોને માર્ગદર્શક નિવડે છે.

# મિત્રાચારી.

## ( ૧ ) રૂસ્તમ.

ઈરાન દેશના બીઝન નામના એક યુવાનને અફ્રાસીયાબ નામના જુલ્મિ રાજાએ કેદ પકડયો. તેને બાંધવામાં આવ્યો અને એક સાંકળ વડે તેને એક ઉંડા ખાડામાં લટકાવ્યો. તે ખાડા ઉપર એક મોટો પત્થર ઢાંકવામાં આવ્યો, અને તેમાં પેલા કેદી માટે ખોરાક દાખલ કરવા માટે એક બાકું રાખ્યું. તે ખોરાક એક દોરીવડે અંદર લટકાવવામાં આવતો. આ જગ્યા સાચવવાનું કામ એક રાક્ષસી સ્વભાવના માણસને સોંપાયું.

જ્યારે ઇરાન દેશના મહાન પહેલવાન રૂસ્તમે આ વાત સાંભળી ત્યારે તે પોતાના સાત સાથીઓ સહિત બીઝનને છોડવવા ત્યાં આવી પહોંચ્યો. તેની અને તે રાક્ષસી માણસ વચ્ચે સખ્ત ઝપાઝપી થઇ; આખરે, રૂસ્તમે એક એવો ફટકો તને લગાવ્યો કે તે ઘાતકી માણસ તરતજ લાંબો ચત્ત જમીન ઉપર પડયો અને મરણ પામ્યો.

રૂસ્તમ જાતે તે ખાડા આગળ ગયો અને તેણે પેલા મોટા પત્થરને ઉંચકી દૂર ફેંકયો. ખાડામાં એક જાળ બરાબર નાંખી તેણે બીઝનને બહાર કાઢયો. પછી તેણે તેને કહ્યું, "તું તદ્દન થાકી ગયેલો અને ભૂખથી અધમૂઓ થઈ ગયો છે; માટે તું તારે દેશ જા. હું પોતે તે જુલ્મિ અફ્રાસીયાબ ઉપર હુમલો

કરવા તેને મહેલ જાઉં છું." આ સાંભળી બીઝને પોતાને દેશ જવા નાપાડી; કારણ કે જે મિત્રે તેને મહાન સંકટમાંથી છોડાવ્યો હતો તેને જોખમમાં રહેવા દઇ, તે જવા માગતો નહોતો; તેથી તેણે કહ્યું, "હું પણ તમારી સાથે અફ્રાસીયાબ ઉપર હુમલો કરવા આવીશ."

મિત્ર જોઇએ તો આવાજ જોઇએ. સંકટમાં પોતાના મિત્રને છોડી પોતે સહીસલામત થવું એ સાચી મિત્રાચારી નજ કહેવાય.

---

## ( ૨ ) કવિ નર્મદાશંકર.

**નર્મદાશંકર** નામના નાગર ગૃહસ્થ **સુરત**માં એક પ્રખ્યાત કવિ થઈ ગયા છે. તેમની પાસે પૈસા નહોતા. તેમણે એક વખત એક પુસ્તક લખ્યું અને તેમના એક મિત્ર **કરસનદાસ માધવદાસને** તે અર્પણ કરવા વિચાર કર્યો. આ મિત્રે કવિને વારંવાર પૈસા આપી મદદ કરી હતી, અને કવિની કદર સારી રીતે બુજી હતી.

**કરસનદાસને** એક વખત પોતાના ધંધામાં ભારે ખોટ ગઈ. હવે આ બીના નર્મદાશંકરે જાણી ત્યારે તે દિલગીર થયા. તેમને પુસ્તક અર્પણ કરવાનું હતું અને તે બદલ ઓછામાં ઓછી છપમાણી ખર્ચ જેટલી રકમ મળશે એવી તેમની આશા હતી. હવે આ આશા નષ્ટ થઈ ગઈ તેથી કવિ વિમાસણમાં પડયા. તેમના કેટલાક મિત્રોએ કવિને સૂચવ્યું કે "હવે અર્પણ પત્રિકા કોઈ અન્ય ગૃહસ્થ માટે બહાર પાડો. તમે કરસનદાસને વચન આપ્યુ નથી ને?" કવિએ કહ્યું, "વચન તો નથી આપ્યું, પણ મારી એ મિત્રને આ પુસ્તક અર્પણ કરવાની પૂરી મરજી હતી. એક બાજુએ એ મારા મિત્ર છે અને તેમની પડતી આવવાથી હું તેમને અર્પણ કરવાની વાત માંડી વાળુ એ મને રૂચતું નથી. બીજી તરફ વિચાર કરૂં છું. તો તેમની પાસે હવે મને મદદ કરવાને સાધન નથી અને હવે તે સાધન અન્ય ગૃહસ્થ તરફથી આ પુસ્તક માટે મેળવવું જોઇએ." આમ ગડમથલ ચાલી રહી હતી આખરે તે બધી દૂર કરી કવિએ તો પોતાના મિત્ર કરસનદાસના નામનીજ અર્પણ પત્રિકા બહાર પાડી અને પોતાની મિત્રતાની સાબિતી આપી.

મિત્ર ગરીબાઈમાં આવી પડે ત્યારે તેના તરફ ઓછો પ્રેમ રાખવો એ મિત્રતા ન કહેવાય, મિત્ર તરફ હંમેશાં એક સરખો પ્રેમ ધરાવવો એજ લાયકીનું લક્ષણ ગણાય.

## ( ૩ ) ગાંધર્વ રાજા.

શકુનીની સલાહથી દુર્યોધને પાંડવોને વનવાસમાં પણ ત્રાસ આપવા વિચાર કર્યો.આ સબબથી દુર્યોધન અને કેટલાક કૌરવો વનમાં ગયા. તેમનો દુષ્ટ વિચાર ગાંધર્વોનો રાજા જાણી ગયો; તેથી તેણે કૌરવોના ઉપર હુમલો કર્યો. ઉપરાંત, કૌરવોએ એનું અપમાન પણ કર્યું હતું તેથી તે તેમને કેદ પકડી લઈ જવા લાગ્યો. એટલામાં જે કૌરવો છૂટા રહી ગયા તેઓ જ્યાં પાંડવો હતાં ત્યાં દોડી ગયા અને મદદ માટે પ્રાર્થના કરવા લાગ્યા. અર્જુન અને ભીમ તરતજ યુધિષ્ઠિરના હુકમથી તેમને મદદ કરવા ગયા. થોડો સમય લડાઈ ચાલી. અર્જુન અને ગાંધર્વોના રાજા એકબીજાના મિત્રો હતા. તેઓએ એકએકને ઓળખ્યા એટલે લડાઈ બંધ પાડી. અર્જુને ગાંધર્વ રાજાને પૂછ્યું કે, "આમ કરવાનું કારણ શું છે?" ગાંધર્વે જવાબ દીધો, "દુર્યોધનનો દુષ્ટ વિચાર હું પામી ગયો હતો. તેથી હું તેને અને કૌરવોને કેદ પકડી ઇંદ્ર પાસે સજા કરાવવા લઈ જતો હતો." અર્જુને તે બધાને છોડી દેવા પોતાના મિત્રને અરજ કરી. તે ગાંધર્વ રાજાએ કહ્યુ, "જો તેઓ યુધિષ્ઠિર સમક્ષ બધી હકીકત કહી દે તો હું તમારી ફરમાશ મુજબ છોડું." યુધિષ્ઠિર આગળ બધું નિવેદન કર્યા પછી તેણે તેમને સુખે જવા કહ્યું. પોતાના મિત્રનું કોઈ અહિત કરવા જાય ત્યારે મિત્રે તેને કેવી રીતે મદદ કરવી એ ઉદાહરણ ગાંધર્વ રાજા અહીં દાખવે છે.

---

## (૪) શ્રી કૃષ્ણ.

**સુદામાજી** અને કૃષ્ણજી વચ્ચે ગાઢી મિત્રાચારી બંધાઈ હતી. બન્નેએ **સાંદિપન** રૂષિ સાથે રહી વિદ્યા અને કેળવણી પ્રાપ્ત કરી હતી. શિષ્યકાળ પૂરો કર્યા બાદ **સુદામાજી** પોતાને વતન ગયા, અને **શ્રી કૃષ્ણ** પોતાની દ્વારકા નગરીમાં ગયા. બન્ને મિત્રોની સ્થિતિમાં આકાશ જમીનનો ફેર હતો. સુદામાજી ગરીબ, કંગાલ અને દરિદ્ર અવસ્થામાં હતા અને શ્રી કૃષ્ણ તો રાજ્ય વૈભવ અને સુખ ભોગવતાં હતાં.

**સુદામાજી**ની સ્ત્રી ડાહી, સુશીલ અને ગુણિયલ હતી. તે ગરીબીમાં પોતાનાં બાળકો સહિત પોતાના દિવસ ધીરજ રાખી પસાર કરતી હતી. દિવસે દિવસે સ્થિતિ વધારે દયાજનક થતી ગઈ બાળકોને ન મળે પહેરવાનાં પૂરાં કપડાં કે ન મળે ખાવાનુ પૂરૂં અન્ન; ન મળે સૂવાનાં પૂરાં સાધન કે ન મળે રહેવાનું યોગ્ય તંદુરસ્ત ઘર. સુદામાજીને અજાચક વૃત હતું; એટલે કોઈ પાસે ભિક્ષા માંગતા નહિ. તેમની સ્ત્રી મહેનત વગેરે કરી કંઇક ગુજરાનનું સાધન મેળવતી.

એક દિવસ સુદામાજીની સ્ત્રી સુદામાજીને કહેવા લાગી, ‘હે સ્વામીજી, આપણી સ્થિતિ દિન પર દિન ઘણી કંગાલ થતી જાય છે. આજ બે ત્રણ દિન થયાં છોકરાં પૂરતું ધાન્ય નહિ મળવાથી ટળવળે છે. તમને તો કોરા અપવાસજ થયા છે. તમે શરીરે દુર્બળ થઈ ગયા છો એ જોઈ મારૂં હૃદય બળી ખાખ થાય છે. તમે તમારા મિત્ર શ્રી કૃષ્ણ પાસે જાઓ અને તેની પાસેથી કંઈ મદદ મેળવો. મારી ખાતરી છે કે તે તમને મદદ કર્યા વિના નહિજ રહે. હે પતિ, તમે અજાચક વૃત પાળો છો, પણ આ તમારાં બાળકોની કરૂણ સ્થિતિ જોઈ તમારા મિત્ર પાસે મદદ મેળવો.”

મહા મુશિબતે સુદામાજી જવા તૈયાર થતા. રસ્તે હેરાન ગતિ ભોગવતાં દ્વારકા જઈ પહોંચ્યા. જ્યારે શ્રી કૃષ્ણને પોતાના માણસ મારફત સંદેશો મળ્યો કે સુદામા નામનો એક દરિદ્ર બ્રાહ્મણ બારણે ઉભો છે, અને તે તમને મળવા માગે છે, ત્યારે તે પોતાની જગ્યા છોડી એકદમ મહેલ બહાર જવા લાગ્યા. શ્રી કૃષ્ણની રાણીઓ આથી અચંબો પામી અને તેમની સાથે જવા લાગી. પણ શ્રી કૃષ્ણે તે પુરૂષની આગતાસ્વાગતા કરવાની તૈયારી કરવા તેમને સૂચવ્યું. ઘણા પ્રેમથી તેમણે પોતાના મિત્રને બહાર આવી આલિંગન દીધુ, અને સત્કાર દઈ પોતના મહેલમાં લાવ્યા. પ્રેમથી બન્ને મિત્રો ગળગળા થઈ ગયા. શ્રીકૃષ્ણનુ દિલ સુદામાજીની આવી કંગાલ સ્થિતિ જોઈ કંપી ઉઠ્યુ.

તેમની સ્ત્રીઓ તો આ ઘાડો સ્નેહ જોઈ વિચારમાંજ પડી ગઈ. તેમાંની કેટલીક તો માંહે માંહે સુદામાજીની મજાક ઠઠ્ઠા કરવા લાગી. છતાં જ્યારે કૃષ્ણે તેની સેવા કરવા બધાને ફરમાવ્યું કે તરતજ બધી રાણીઓ તેમ કરવા તૈયાર થઈ. સુદામાજીને નહવડાવી, જમાડી, આરામ આપી, અને વાતચિત કરી શ્રી કૃષ્ણે સંતોષ્યા. સુદામાજી શા માટે આવ્યા હતા તે પણ પોતે કળી ગયા, અને સુદામાજીની સ્થિતિ એકદમ સુધારી નાંખી.

મિત્ર જોઇએ તો આવાજ જોઇએ. પડતીના સમયમા પોતાના મિત્રને મદદ કરવાની વાત તો દૂર રહી, પણ જે માણસ તેને ઓળખવાનેયે ના પાડે તે મિત્ર કેમ કહેવાય? આવી નબળી સ્થિતિમાં સુદામાજી હોવાં છતાં શ્રી કૃષ્ણ તેમને ભેટયા અને પૂરો પ્રેમ બતાવી પોતાની મિત્રાચારી સિદ્ધ કરી આપી. શું આપણે આ પ્રમાણે ગરીબ અવસ્થામાં સપડાઈ ગયેલા આપણા મિત્રોને મદદ કરવા તત્પર નહિ થવું જોઇએ વારૂ?

## (૫) એક સાચો મિત્ર.

**પેઈસ્લી** નામનો એક છોકરો પાઠશાળામાં અભ્યાસ કરતો હતો. તે શરીરે કદરૂપો હતો, પણ સ્વભાવે બહુ પાકો હતો; છતાં તેના સોબતીઓનો તે માનીતો હતો. તેઓ તેની વારંવાર મશ્કરી કરતા. તેનામાં કેટલીક શક્તિઓ બહુ સારી હતી; પણ તે આળસુ, અવિચારી અને ઉડાઉ હતો. પાઠશાળામાં તેને અભ્યાસ કરતાં ત્રીજું વર્ષ બેઠું, પણ તે કોઈ રીતે આગળ વધી શક્યો નહિ.

એક રાત્રે તે ખુબ એશઆરામ અને ઉજાગરો કરીને પથારીમાં પડયો હતો. સહવારે તેનો એક મિત્ર તેની પથારી પાસે આવી કહેવા લાગ્યો, "પેઇસ્લી, મને તારા વિચારમાં આખી રાત ઉંઘ આવી નહિ. મને વિચાર કરતાં માલૂમ પડે છે કે તું મોટો બેવકુફ છે! હું ધારૂં તો આળસુ રહી મોજશોખ ભોગવી શકું; કારણ કે, મારી પાસે તેમ કરવાના સઘળા સાધન છે. તું તો ગરીબ છે. તને એવી મોજ-શોખમાં રહેવુ કેમ પાલવે? મને એમ લાગે છે કે હું તો મહેનત કરૂં તોપણ ભણી શકું એમ નથી. પણ તું તો ધારે તો અભ્યાસ ઘણો સારી રીતે કરી શકે તેવો છે. તારી મૂર્ખાઈના વિચારમાં અને વિચારમાં મને આખી રાત ઉંઘ આવીજ નહિ. ઈશ્વરને હાજર જાણી હું તને તાકીદ આપુ છું કે, જો તું તારા આળસમાં પડયો રહીશ અને ખરાબ રસ્તે ચાલ્યા કરીશ, તો હવે પછી હું તારો દોસ્ત નથી એમ ચોક્કસ સમજજે.' આ શબ્દોથી **પેઇસ્લી** પર સચોટ અસર થઈ અને તેજ દિવસથી તે તદન બદલાઈ ગયો. તે ઘણોજ ઉદ્યોગ

કરવા મંડી પડયો ને એક મહેનતુ અભ્યાસ કરનાર થઈ પડયો. તેની સાથના બધા વિદ્યાર્થીઓ કરતાં તે સારો અભ્યાસ કરવા લાગ્યો અને વર્ષની આખરે સીનિયર રૅન્ગલર (ગણિતશાસ્ત્રી)ની પરિક્ષામાં પાસ થઈ ગયો. પાછળથી તે ગ્રંથકર્તા અને ધર્મ પંડિત તરિકે સારાં કામો કરી મશહુર થયો અને ડૉકટર પેઇલી કહેવાવા લાગ્યો.

ખરે, પેલા મિત્રે પેઇલીને સચીજ શિખામણ આપી. જે મિત્ર બીજાને નઠારે રસ્તે જતાં અટકાવે તે ખરેખર સાચો મિત્ર છે.

---

## ( મનનીય સૂત્રો. )

૧. "મિત્રો આ સંસારમાં ઘણુંજ કીંમતી અને ઘણુંજ સુંદર સાહિત્ય છે."

૨. 'મિત્રાચારી મનુષ્યની જીંદગીમાં એક રત્ન રૂપ છે. મિત્ર વગરનો માણસ ઘણી દયાને પાત્ર છે, કારણ કે તે ન હોવાના ખાસ કારણમાં ઘણું કરીને તેનો પોતાનોજ દોષ હોય છે."

૩. જેમ બને તેમ સારામાં સારા માણસની મિત્રાચારી કરજો. નઠારો મિત્ર હોય તેના કરતાં સમૂળગો મિત્રજ ન હોય તે સારૂં.

૪. "જે માણસો તારા મિત્રો હોય, અને જે ખરા મિત્ર છે એવી ખાતરી થઈ હોય, તેમને તારા આત્મા સમાન ગણ અને લોખંડના પાયાથી બંધાયલો હોય તેમ રાખ."

૫. સંકટ સમયે તમારી વ્હારે ધાય એજ મિત્ર.

૬. સાચી મિત્રાચારીનો આનંદ સ્વર્ગસમ છે.

૭. મિત્રાચારી એટલે બે વ્યકતિ કે બે પક્ષ વચ્ચેની કડવાશ રહિત જીંદગી, એક બીજાની હૂંફ, અને એક જબરૂં બળ.

૮. ઇર્ષા હોય ત્યાં મિત્રતા ન હોય, સ્વાર્થ હોય ત્યાં તે નજ હોય; જ્યાં ઉદારવૃતિ હોય ત્યાંજ મિત્રાચારી રહી શકે.

૯. મિત્ર બનો ત્યારે સહાય લેવા કરતાં સહાય આપવાનો વિચાર રાખો. મિત્રાચારી કરી આપણે મિત્રને શું આપી શકીએ છીએ એ વિષે ખ્યાલ રાખવો વધારે અગત્યનું છે.

૧૦. મિત્રના કાયમ રાખવા માટે મિત્રનું ભલું કર અને શત્રુને મિત્ર બનાવવા માટે શત્રુનુ ભલું કર.

# પરોપકાર.



## (૧) ઇટલીનો વૃદ્ધ ડોસો.

**ઇટલી** નામના દેશમાં એક એવી જાતની રમત રમાતી કે જેમાં ક્રૂરતા સિવાય બીજી કોઈ ચીજનુ દર્શન થતું ન હોતું. તે રમતમાં લઠ્ઠ અને જોરાવર આદમીઓ એક બીજા સાથે મરતાં સુધી લડતા. આ રમત જોવાને એક મોટા મેદાનમાં રાજા, ઉમરાવો, મજુર કારીગરો વગેરે, પ્રજાનો દરેક આદમી, સ્ત્રી યા પુરૂષ, એકઠા મળતા અને રમત જોઈ આનંદ પામતા.

એ રમતમાં બે યોદ્ધા લડતા. તેઓ એક બીજાને ચત્તા નાંખવા પ્રયત્ન કરતા. આખરે જે માણુસ ચીત પડતો, તેના પર બીજો લડવૈયો પગ મૂકી રાખી આસપાસ પ્રેક્ષકો તરફ નજર કરતો અને સંકેત પ્રમાણે જો લોકો પોતાના પગનો અંગુઠો ઉંચો કરતા તો તે હારેલા માણુસને જવા દેવામાં આવતો; પણ જો લોકો અંગુઠો જમીનપર દાબતા તો તરતજ પેલો જીતેલો માણુસ તલવાર કાઢી ભોંય પડેલા પુરૂષનું એક ઘાથી શિરચ્છેદ કરતો. આવી ક્રૂર રમતમાં લોકો ઘણો આનંદ લેતા.

એક પ્રસંગે **રોમ** દેશે **ગાથ** નામના પોતાના શત્રુ પર જીત મેળવી. તેની ખુશાલીમાં એક મેદાનમાં આવી રમત જોવા લોકો એકઠા થયા. આ વખતે રમત શરૂ થતાં પહેલાં એક વૃદ્ધ પુરૂષ સૌની આગળ આવી ઉભો રહી મોટેથી બોલવા લાગ્યો,

"હે બંધુઓ, ખુશાલીના પ્રસંગે આ રમતથી રૂધિર વહેતું જોવા કોણ ઇચ્છે ? આવા પ્રસંગે આવી ક્રૂર રમતોમાં ભાગ લેવો જોઈએ નહિ. આ દુષ્ટ રમતને આપણે હંમેશ માટે તજવી જોઇએ." આ સાંભળી લોકો તેના પર ગુસ્સે થયા અને લડવૈયાઓને આગળ વધવા પ્રેર્યા. છતાં તે ડોસો તો પોતાની જગાએ ઉભો રહી લોકોને તેને સમજાવવા માટે આગ્રહ કરવા લાગ્યો. લોકો બહુ ગુસ્સે થયા અને બૂમ પાડી ઉઠ્યા કે "મારો એ ડોસા ઠચરાને." એકદમ ડોસાપર હુમલો થયો અને તેને મારી નાંખવામાં આવ્યો. શાંત થતાંજ, લોકોને તે વૃદ્ધ પુરૂષનુ બોલવું સત્ય લાગ્યુ અને તેને મારી નાંખવા માટે દિલગીર થયા. ત્યાર બાદ ફરીથી કદી પણ એ જાતની રમત તે દેશમાં રમાઈ નથી.

જે પરોપકાર બુદ્ધિથી ડોસો મરવા તૈયાર થયો તેથી હજારો માણસનો જીવ બચી શકયો. જો કે વૃદ્ધ પુરૂષ માર્યો ગયો, અને પોતે જે કરવા માગતો હતો તે તે પળે તો ન કરી શકયો, પણ જે ભોગ તેણે આપ્યો અને જે પરોપકારની લાગણીથી તે તેમ કરવા દોરાયો તેની અસર થયા વગર રહી નહિ.

આ તો કેવી ઉમદા જાતનો પરોપકાર ! આત્મભોગે પણ પુરૂષે બીજાઓનું ભલું કરવા તૈયાર રહેવું જોઇએ.



## (૨) રંતિદેવ

એક વખત રંતિદેવ અને તેના આશ્રિતોએ ૪૮ દિવસ સુધી અપવાસ કર્યા. ૪૯મા દિવસની સહવારે તેમને થોડું ઘી, દૂધ, પાણી અને થોડા જવ ખાવા માટે મળ્યાં. જેવા તેઓ આ મળેલી વસ્તુઓ ખાવા વિચાર કરતા હતા તેવામાં એક બ્રાહ્મણ ત્યાં આવી લાગ્યો. તે ખોરાક રંતિદેવે તે બ્રાહ્મણને ખવાડયો. જ્યારે તે અતિથિ ગયો ત્યારે બાકી રહ્યું તેના ભાગ કરી, પોતાના આશ્રિતોને આપી પોતાને માટે બહુજ થોડોક ખોરાક રાખ્યો. જ્યારે તેઓ ખાવાનો ફરી વિચાર કરી રહ્યા હતા ત્યારે એક શુદ્ર ત્યાં આવ્યો. તે ભૂખ્યો હતો. તેથી રંતિદેવે ખુશીથી થોડો ખોરાક તેને આપ્યો. હવે પોતાનો અપવાસ છોડવાની તૈયારીમાં હતા એટલે એક માણસ કેટલાક કુતરાઓ લઈ ત્યાં આવી પહોંચ્યો. રંતિદેવે પાણી સિવાય બધું તેમને આપી દીધું.

તે બધા ગયા ત્યાર પછી રંતિદેવને સખ્ત તરસ લાગેલી હોવાથી તે પાણી પીવા જતા હતા; એટલામાં પાસેથી એક કરગરતા માણસનો અવાજ તેણે સાંભળ્યો. 'મને પાણી આપો, જરાપણ આપો,' એમ તે બોલી રહ્યો હતો. રંતિદેવે પાછું ફરી જોયું તો માલૂમ પડયુ કે એક ગરીબ શોકાતુર માણસ પાણીની તીવ્ર ઇચ્છા રાખી તેની તરફ જોઈ રહ્યા હતો. તે બિચારાનું માથું સ્હેજ ઉચકી ખરી લાગણીથી રંતિદેવે તેના સૂકાયલા હોઠવાળા તરસ્યા મ્હોંમાં ઠંડું પાણી રેડયું. આ પ્રમાણે પરોપકારની લાગણીથી રંતિદેવ કને જે કંઈ હતું તે બધું વપરાઈ ગયું અને પોતે ભૂખ્યા અને તરસ્યા રહ્યા.

જ્યાં આવો પરોપકાર કરવા દિલ ઉછાળા મારતું હોય ત્યાં ભૂખ, તરસ વગેરે અનેક કષ્ટો કંઈ હિસાબમાં હોતાં નથી.

## ( ૩ ) ફિલિપા રાણી.

જ્યારે **ત્રીજો એડવર્ડ** ઇંગ્લંડના રાજા તરિકે રાજ્ય કરતો હતો ત્યારે ફ્રાંન્સ અને ઇંગ્લંડ વચ્ચે લડાઈ જાગી. એડવર્ડે લશ્કર જમા કરી ફ્રાન્સના કેલે બંદરે ઉતરી તેની આસપાસ ઘેરો ઘાલ્યો. ફ્રાન્સના સૈનિકોએ તેના લશ્કરમાં ઘણું નુકસાન કર્યું, તેથી એડવર્ડ મનમાં બહુજ ખીજવાયો, અને કેલેમાં ફ્રેંચ લોકોને મળનો સઘળો ખોરાક ત્યાં જતા તેણે અટકાવ્યો. આથી શહેરના લોકોને ભૂખમરો ભોગવવો પડયો; તેથી સુલેહ કરવાને રાજાને તેઓએ અરજ મોકલી. એડવર્ડે કહ્યું, "જો તમારા માલ અને જીંદગી સર્વસ્વ મને સ્વાધીન કરો, તોજ હું સુલેહ કરવા તૈયારછું." આ શરત તો તેના પોતાના ઉમરાવ વગેરેને પણ બહુજ સખ્ત લાગી, અને તેઓએ તે વિષે પોતાની નાપસંદગી દર્શાવી. તે પરથી રાજાએ તે શરતમાં ફેરફાર કરી ફ્રેંન્ચોને કહાવ્યું કે, "જો તમે તમારા શહેરમાંના છ મુખ્ય પ્રતિષ્ઠિત ગૃહસ્થોને ઉઘાડે પગે, ઉઘાડે શરીરે, અને ઉઘાડે માથે, ફક્ત કછોટો મારી, ગળે ફાસીના દોરડા લટકાવી, તેઓના હાથમાં શહેરના દરવાજાની કુંચીઓ આપી મને સ્વાધીન કરો (પછી હું ગમે તે સજા તેમને કરીશ.) તો સુલેહ કરવા હું તૈયાર છું; તેમ થાય તો બાકીના ફ્રેંચ લોકોને જીવતદાન આપીશ." આ સાંભળી શહેરના લોકો બહુ કલ્પાંત કરવા લાગ્યા.

આખરે સઘળા એક સ્થળે મળ્યા અને અમુક ઠરાવપર આવવા વિચાર કરવા લાગ્યા. છ માણસો આવી જાતની શરતે બંધાઈ બહાર પડે એ બહુ મુશ્કેલ જણાયુ. કોઈ તૈયાર થયું નહિ. આખરે એક **યુસ્ટેસ** નામનો સદગૃહસ્થ ઉભો થઈ જુસ્સાથી બોલ્યો, "આવા સંકટ સમયે, જો કોઈ આદમી આવા સુંદર શહેરના બચાવ માટે પોતાનો જીવ આપવા તૈયાર થશે

તો આ દેશ ઉપર મોટો ઉપકાર થશે. સૌથી પહેલો હું મારો જીવ આપવા તૈયાર છું." આ સાંભળી લોકોના હૈયાં ભરાઈ આવ્યાં અને તેઓની આંખમાંથી અશ્રુ ટપકવા મંડયાં. ત્યાર બાદ બીજા પાંચ જણ તૈયાર થયા. હુકમ પ્રમાણે તેઓએ પોશાક પહેર્યા; હાથમાં કુંચી લઈ તેઓ રાજા આગળ હાજર થયા. રાજાએ તેમને ઘણાં કટુવચન કહ્યા બાદ ફાંસીની સજા કરી. યુવરાજ તેમજ સરદારોએ તેમને જીવત દાન આપવા બહુ કાલાવાલા કર્યા તોયે રાજાએ માન્યું નહિ.

રાણી ફિલિપા આ વખતે એડવર્ડની છાવણીમાં હતી. તેને આ વાતની ખબર પડતાંજ લાગલી તે ત્યાં આવી અને ઘુંટણીયે પડી બોલી, "મહારાજ, આપના ચરણ દર્શન માટે હું આવો સમુદ્રનો પ્રવાસ કરી દુઃખ વેઠીને અહીં આવી છું; તો મારી એક વાત આપ માન્ય નહીં રાખશો ? મારી એટલીજ અરજ છે કે મારા પર કૃપા કરીને પણ આ દુઃખી લોકોને દયા બતાવો. એમ કરવાથી આપનું મોટાપણું આખી પૃથ્વી પર જગજાહેર થશે. અને પરમેશ્વર આપનુ કલ્યાણ કરશે."

રાજાએ વિચાર કરી રાણીને કહ્યું, "પ્રિયા, આજ તું મારી સાથે ન હોત તો ઠીક થાત. ભલે, હુ તારા તાબામાં આ છ માણસોને મૂકું છું; તારી મરજીમાં આવે તેવી રહેમિયત તું તેમને બતાવ."

આથી રાણી ખુશી થઈ. તરતજ તે છ જણાને સારો પોશાક પહેરાવ્યો અને તેમને એક બક્ષિશ આપી છૂટા કર્યા. કેલેમાંના સઘળા લોકો તેમજ અંગ્રેજ સૈન્યના બધા પુરૂષો રાણીની આવી પરોપકાર અને દયાવૃતિ જોઈ ઘણાજ આનંદ પામ્યા અને રાણીને આશિરર્વાદ દેવા લાગ્યા.

## (૪) જ્યૉર્જ ડ્રુમંડ.

**એડિનબરો** શહેરમાં થોડાંક વર્ષ અગાઉ **જ્યૉર્જ ડ્રુમંડ** નામનો મેજીસ્ટ્રેટ હતો એક દિવસે તે શહેરમાં થઇ ચાલ્યે જતો હતો, તેવામાં તેને ચાર વૃદ્ધ માણસો એક મુદડું ઉચકી લઈ જતાં મળ્યા. તેઓને વિસામો આપવા અને પ્રેત સાથે રહેવા કોઇ બીજો નહોતો. આ ઉપરથી ડ્રુમંડે વિચાર્યું કે આ શબ કોઈ અનાથ માણસનુ હોવું જોઇએ. તેથી તેણે ચાર સદ્‌ગૃહસ્થોને કહ્યું કે "મને લાગે છે કે આ શબનુ કોઇ સગું વહાલું તમારી સાથે નથી. તમને મદદ માટે માણસની જરૂર છે. માટે ચાલો હું તમારી સાથે આવુ છું."

રસ્તે જતાં **ડ્રુમંડ**ના બે ઓળખીતા મળ્યા. તેઓએ તેને પૂછયુ "ડ્રુમંડ, કયાં જાઓ છો ?" તેણે જવાબ આપ્યો, 'આ પ્રેત સાથે સ્મશાન ભૂમિ ઉપર જાઉ છુ. આ વૃદ્ધ માણસોને મદદ પણ કરી શકાય." આ સાંભળી પેલા બે માણસો તેની સાથે જોડાયા સ્મશાનભૂમિ પહોંચતાં તો એવા ઘણા આદમીઓ તેની સાથે થઇ ગયા. ત્યાં ડ્રુમંડે જાતે મહેનત કરી તે પ્રેતને અંત્ય સંસ્કાર કરી દાટ્યો. ત્યાર બાદ જેઓ એકત્ર થયા હતા તેમને તેણે કહ્યું, "ભાઇઓ, જે કામ માટે આપણે આવી અજાયબ રીતે એકઠા થયા છીએ તે તો પૂરૂં થયું. હવે એક કામ બાકી રહે તે આ ગરીબ મરનારની અનાથ સ્ત્રીની સંભાળ અને ભરણ પોષણની વ્યવસ્થા કરવાનું છે. જો આપણામાંથી દરેક જણ અમુક રકમ મદદ કરે, તો એક મોટી રકમ થાય. તેની યોગ્ય વ્યવસ્થાની જોખમદારી હુ મારે શિર લઉં છું" આટલું કહે તાંજ દરેક જણે કાગળ ઉપર મદદની રકમ નોંધાવી અને

તેમાંથી થોડી રકમ તે સ્ત્રીની મદદ માટે મોકલી આપી. બાકીમાંથી તેને માટે કંઈ સ્વતંત્ર ધંધો નીકળી શકે તેવી ગોઠવણ કરવામાં આવી.

ડ્રુમંડની આ કેવી ખુબી ભરેલી પરોપકારવૃતિ ! તે એક , મોટો અમલદાર હોવા છતાં બીજાને મદદ કરવા કેટલો તત્પર હતો. પરોપકાર તો આવી જાતનોજ જોઇએ.

---

## (૫) એક બ્રાહ્મણ બાઈ.

સંવત ૧૯૪૫ના ચૈત્ર મહિનામાં એક જાન જળમાર્ગે ખંભાતથી જતી હતી. તેમાં એક બાઇ એક હોડીમાં બેઠી હતી. કમનસીબે ખંભાતના અખાતમાં હોડી ઉંધી વળી ગઈ અને જાનનાં ઘણાં આદમીઓ ડૂબી ગયાં. પેલી બાઇને તરતાં આવડતું હતું, પણ તેના પતિને તરતાં આવડતું નહોતું. તેઓ બે જણ એક લાકડાના કકડાને વળગી સાથે દરિયામાં પડયાં. બંને જણ મોજામાં એક પળ દબાતાં તો બીજે પળે ઉપર પાછા આવતાં. એમ કરતાં કરતાં એકાદ ગાઉ દરિયો વટાવ્યો. એવામાં જાનમાંના એક માણસને તે તરફ તણાતાં આવતાં તેમણે જોયો; અને પેલો તે લાકડાના કકડાને પકડવા ફાંફાં મારવા લાગ્યો. આ જોઈ તે દયાળુ બાઇએ એક પળમાં વિચાર કરી લીધો કે "મને તરતા આવડે છે; આ માણસને નથી આવડતું; માટે મારે આ લાકડું છોડી દેવું; કારણકે આ લાકડું ત્રણ જણનો ભાર ઝીલી શકે તેમ નથી. મારૂં થવાનું હોય તેમ થાય. જો હું તેને પકડવા ન દઉં તો એનો જીવ જશે; માટે મારે મારા જીવની જરીપણ દરકાર ન રાખવી." આમ વિચારી તેણે તે બન્નેને યોગ્ય સૂચના આપી લાકડું મૂકી દીધું. પછી તે પરોપકારી બહાદુર સ્ત્રી ઘણી મુશ્કેલી સહન કરી જંબુસરમાં આવેલા કાવી ગામને કિનારે આવી પહોચી. તેનો પતિ અને પેલો બીજો બ્રાહ્મણ પણ સારોદ ગામ આગળ કિનારે સહીસલામત નીકળ્યા. આ તે પરોપકાર, કે જે કરતાં તે બાઇએ પોતાના જીવને જોખમે બીજા બ્રાહ્મણને બચાવવા મહેનત લીધી.

## ( મનનીય સૂત્રો )

૧ "જે મનુષ્ય પરોપકાર કરતો નથી તે જીવતો છતાં મૃતક સમાન છે."

૨ જીવન પરોપકાર માટેજ છે. હરેક મનુષ્યે પોતાનું જીવન પરોપકારમય કરી દેવું.

૩ "સુખ અને આનંદ આપવો, દુઃખમાં આશ્વાસન આપવું, મિત્રહીનને અને અનાથને આશ્રય આપવો, એ સર્વ કાર્ય આ પૃથ્વીપર પરોપકારી મનુષ્યો રાત્રિ દિવસ કરી રહ્યા છે.

૪ "પરોપકાર કરવો એ કર્તવ્ય છે. જે એને આચારમાં મૂકે છે અને પોતાના શુભ હેતુને સફળ થતા જુએ છે તે અંતે જેનાપર ઉપકાર કરવામાં આવ્યો હોય તેને ચાહે છે."

૫ દરરોજ ઓછામાં ઓછું એક પણ પરોપકારનું કામ તમારે કરવુંજ જોઇએ.

૬ તમારા ભાઇઓને સહાય આપો, જેટલું બને તેટલું તેમનું કલ્યાણ કરવું એજ પરોપકાર.

૭ જે કંઈ પરોપકાર કરો તેના બણગાં ફૂંકશો નહિ. પુષ્પની સુગંધ તો આપોઆપ ફેલાય છે.

૮ પરોપકાર કરવામાંયે ડહાપણની જરૂર છે.

૯ બીજાંઓનાં દુઃખ દૂર કરો, એટલે તમારાં પોતાનાં દુઃખ દૂર થશે.

૧૦ બીજાંને સુખ આપવામાંજ આપણું સુખ છે અને તેમને માટે મહેનત કરવામાંજ આપણો આરામ છે.

# સહનશીલતા.

## ( ૧ ) જોબ.

જોબ નામનો એક સરદાર ઘણાં વર્ષ ઉપર અરબસ્તાનમાં રહેતો હતો. તેને સાત છોકરા અને ત્રણ દીકરીઓ હતી. તે મોટો જાગીરદાર હતો. તે ઉપરાંત, તેની કને ૭૦૦૦ ઘેટાં, ૩૦૦૦ ઉંટ, બળદની પાંચસો જોડી, પાંચસો ગધેડીઓ અને ઘણા ગુલામો હતા.

એક દિવસ એવો બનાવ બન્યો કે તેનો એક ગુલામ તેની પાસે બાવરો આવી ઉભો રહ્યો, અને બૂમ પાડી બોલ્યો; "શેઠ સાહેબ, તમારા ઢોર ઉપર એક ભયંકર આફત આવી પડી છે. ખેતરોમાં બળદો ચરતા હતા, અને ગધેડીઓ પણ તેમની નજીક ચરતી હતી, એવામાં જંગલના લૂંટારા એકાએક આવી પહોંચ્યા. તેમણે બધાં ઢોરને નસાડી મૂકયા, અને મારા સિવાય તમારા બધા નોકરોને તલવારથી કાપી નાખ્યા છે."

આ હકીકત તે કહી રહ્યો કે, તરતજ બીજો માણસ દોડતો આવ્યો અને કહેવા લાગ્યો કે, "શેઠ સાહેબ, બહુજ માઠા સમાચાર મારે કહેવાના છે. આકાશમાંથી વીજળી તમારા ઘેટાં ઉપર પડી અને તેથી બધાં ઘેટાં બળી ગયાં. બધા ભરવાડો તેથી મરણ પામ્યા. ફક્ત હુંજ બચવા પામ્યો છું."

એટલામાં એક ત્રીજો કાસદ આવી લાગ્યો, અને તે બોલ્યો, "અફસોસ ! અરે જોબ ! લૂંટારાઓ તારા ઉંટને નસાડી ગયા છે અને મારા સિવાયના બધા રખવાળને તેઓએ મારી નાંખ્યા છે."

તે આટલું બોલી રહ્યો કે તરતજ એક ચોથો માણસ ધસી આવી કહેવા લાગ્યો કે "આફત! આફત! પેલા મકાનમાં તારા સાત દીકરા અને ત્રણ દીકરીઓ પૂર આનંદથી જમતા હતા. એટલામાં તે ઘર એક ધડાકા સાથે તૂટી પડયુ અને તેઓ છૂંદાઈ ગયા. હું એકલોજ જીવતો રહ્યો છું."

ત્યારબાદ જોબ ઉભો થયો. તે બહુ દિલગીર થયો અને જમીન ઉપર લાંબો પડી કહેવા લાગ્યો, "દુનિયામાં હું બાળક તરિકે નગ્ન અવસ્થામાં આવ્યો હતો. મારા હાથમાં કંઈ પણ રાખ્યા સિવાય તે છોડીશ પણ હું. ઇશ્વરે મને સમૃદ્ધિ આપી અને તેણેજ તે લઇ લીધી. તેનું નામ મુબારક રહો."

ત્યારબાદ જોબ ઉપર ઘણાં સંકટો આવી પડયાં. તેનું આખું શરીર પગથી તે માથા લગી અમુક રોગથી પીડાવા લાગ્યુ. તે બિચારો રાખ ઉપર બેસતો; અને જ્યારે તેની સ્ત્રી તેને ઇશ્વર ઉપર ગુસ્સે થવા કહેતી, ત્યારે તે જવાબ આપતો કે "ઇશ્વર તરફથી આપણુને સુખ પણ મળે છે; તો શા માટે આપણુને તેના તરફથી દુ:ખ પણ ન મળવાં જોઇએ ?" આ રીતની સહનશીલતા જોબમાં હતી. આ પ્રમાણે બધી આફતો પોતે સહન કરતો અને સ્વસ્થ ચિત્ત રાખતો.

## (૨) સોક્રેટીસ

**ગ્રીસ** દેશમાં એક **સોક્રેટીસ** નામનો વિદ્વાન હતો. તેણે પોતાની ખંત અને અભ્યાસથી ક્રોધપર જીત મેળવી હતી. એક સમયે તેના એક નોકરે કંઈ ખોટું કામ કર્યું ત્યારે તે બોલ્યો, "જો હું ગુસ્સામાં નહોત તો તને ક્યારનોએ ઝપેટી નાંખ્યો હોત." બીજે કોઈ પ્રસંગે અમુક ગૃહસ્થને સોક્રેટીસે સલામ કરી, તો તેની સલામ પેલા આદમીએ ઝીલી નહિ. આ જોઈ **સોક્રેટીસ**ના મિત્રોએ તેને કહ્યું, 'આવા માણસને તમારે સખ્ત શબ્દો કહેવા જોઇએ.' **સોક્રેટીસે** તેમને પૂછ્યું, 'માણસો તમારાથી જુદા જુદા પોશાક પહેરે છે. તમે તેનાપર ગુસ્સે થાઓ છો ?' તેઓએ જવાબ દીધો 'ના.' 'તેજ પ્રમાણે માણસોના અંતઃકરણનો પોશાક પણ જુદો હોય છે, તો ગુસ્સે થવાનું કારણજ શું છે ?' આમ **સોક્રેટીસે** ખુલાસો કર્યો.

પોતાના ઘરમાં પણ સોક્રેટીસને સહનશીલતા દાખવવાના ઘણા પ્રસંગ મળ્યા હતા. તેની સ્ત્રીનું નામ **ઝાંઝિપી** હતું. તેના જેવી કંકાસણી, રીસાળ અને ક્રોધી સ્ત્રી બીજી કોઇ ભાગ્યેજ હશે. એક દિવસ તે સોક્રેટીસપર એટલી બધી ખીજવાઈ કે ધોરી રસ્તામાં તેણે પોતાના પતિનું વસ્ત્ર ચીરી નાંખ્યું. આ જોઇ તેના મિત્રો ઘણા ગુસ્સે થયા અને તેને કહેવા લાગ્યા, 'ભાઇ, જોયા શું કરે છે ? એને ફટકાર. આ તો હદ થઈ ગઈ!' તેણે જવાબ આપ્યો, 'એ પણ ઠીક. તમને મારા એમ કરવાથી જોવાનો તમાસો મળે. તે ઉપરાંત, માણસોની ઠઠ એકઠી થાય અને હમારા બેની ફજેતી પૂરેપૂરી થાય. વળી એક બીજાને લોકો ચઢાવે અને કહે 'ઝાંઝિપી બાઈ,

ઠીકજ કર્યું ! સોક્રેટીસ, તેં પણ ખુબ કરી !' માટે સહનશીલતા રાખવામાંજ ફાયદો છે."

એક બીજે વખતે ઝાંઝિપી સોક્રેટીસને પુષ્કળ ગાળો દેવા લાગી. તેથી તે બિચારો મૂંગે મોંઢે ઉમરા પર જઇ બેઠો. આથી તેની સ્ત્રી વધુ ગુસ્સે થઇ. તેણે બારીએથી એનાપર એંઠું પાણી રેડયું અને સોક્રેટીસ બધો ગંદા પાણીથી ભીંજાઇ ગયો. તે હસીને બોલ્યો, 'બહુ સારૂં થયું; વાદળાના ગડગડાટ પછી વરસાદ વરસવોજ જોઇએ !"

આ તે અજબ સહનશીલતા ! એ કેળવવાથી કંઈ વિપરીત પરિણામ નીપજેજ નહિ. મનુષ્ય એવી શક્તિ મેળવવા માગે તો ચાલુ ખંતથી તે પ્રાપ્ત કરી શકે અને પોતાના કબજામાં એક બળવાન શસ્ત્ર મેળવવા ભાગ્યશાળી થઈ શકે.

## ( ૩ ) એક અમીર.

ઈરાન દેશમાં એક પાદશાહ પોતાના એક ઉમરાવ સાથે અગત્યની બાબત ઉપર વાતચિત કરી રહ્યો હતો. ઉમરાવે અંગરખાની નીચે એક બદન પહેર્યું હતું. તેમાં એક વીંછી ભરાઈ રહ્યો હતો. જ્યારે અમીર પાદશાહ સાથે વાતચિત કરવામાં તેની સૂચના ધ્યાનપૂર્વક સાંભળતો હતો, ત્યારે તે વીંછી ધીમેધીમે તેના શરીરને ડંખ મારતો હતો. ઉમરાવને આથી વેદના થવા માંડી; છતાં, તેણે તે ગણકારી નહિ; તેમજ વાત બંધ રાખી, પોતાના કપડાંમાંથી વીંછી બહાર કાઢી નાખ્યો નહિ. ઘણા ડંખ તેના શરીરે થયા અને ઝેરની અસર થવા લાગી; તોપણ જાણે કંઇજ થતું ન હોય તેમ તે પોતાના પાદશાહ સાથે અક્કલ હોશિયારીથી વાત કરી રહ્યો હતો.

જ્યારે તે અગત્યની વાત પૂરી થઈ ત્યારે અમીર પોતાને ઘેર ગયો. કપડાં કાઢી નાંખી જોયું તો વીંછી જણાયો. આ વાતની ખબર પાદશાહને પડી. તેણે તે ઉમરાવને બોલાવ્યો અને કહ્યું, 'શા માટે તમે તે વીંછી અહીંજ કાઢી ન નાખ્યો, અને આટલી બધી વેદના ખમી લીધી?'

તે અમીરે જવાબ દીધો, "હે શહેનશાહ, જ્યારે આપની સાથે અગત્યની વાતચિત ચાલી રહી હતી ત્યારે તેમાં કોઈ જાતની ખલેલ ન પહોંચે એવી મારી મરજી હતી. હું જ્યારે આવા ભયરહિત સમયે એટલી સબુરી ન રાખું તો લડાઈ પ્રસંગે શત્રુની પાણીદાર તલવાર જોઇને તો ધીરજ કેમજ ધરી શકું?"

પાદશાહને આ જવાબથી આનંદ થયો અને તે ઉમરાવની પદવી વધારી તેને ઇનામ બક્ષ્યું.

## (૪) ઈશુ ખ્રિસ્ત

જીસસ (ઈશુ) ખ્રિસ્ત ખ્રિસ્તિ ધર્મના પહેલા પ્રચારક થઇ ગયા. તેમણે તે ધર્મના વિચારો સર્વ સ્થળે ફેલાવવા યુરોપી પ્રજામાં અને એશિયામાઇનરના પડોશના દેશોમાં શાંત પ્રયત્ન કર્યો. તેમનો સ્વભાવ તદ્દન શાંત હતો. તેઓ ઝનુની નહોતા, પણ નૈતિક જ્ઞાન આપી સર્વને ઉચ્ચ માર્ગે ચઢાવવા પ્રયત્ન કરી રહ્યા હતા. પ્રેમ તેમનો મુખ્ય મંત્ર હતો. અને તેનો સાક્ષાત્કાર તે જ્યાં ત્યાં કરાવતા.

એક વખત પોતાના શિષ્યો સહિત તે એક બગીચામાં ગયા; ત્યાં તેમને પકડવાને તે વખતના યાહુદી લોકોના મુખ્ય ધર્મગુરૂના સિપાઇઓ આવ્યા. જીસસે તેમને પૂછ્યું, 'કોને શોધો છો ?' તેઓએ કહ્યુ, 'જીસસને.' 'હું તેજ માણસ છું.' એમ તરતજ તેમણે જવાબ દીધો. મનમાં કંઈક ગડમથલ થયા બાદ તે સિપાઇઓના મુખીએ તેમને કેદ કર્યા અને મુખ્ય ધર્મગુરૂ કને લઈ ગયા. આ ધર્મગુરૂ જીસસના વિરોધી હતા અને યાહુદીઓ ઉપર તેમનો જબરો કાબુ હતો. તેણે જીસસને પૂછ્યું, 'તારા શિષ્યો અને ઉપદેશ કયા છે તે કહે.' જીસસે જવાબ દીધો, 'મારા મત મુજબ બાંધેલા વિચાર મેં જાહેર રીતે દેવાલય વગેરેમાં યાહુદીઓ સમક્ષ રજુ કર્યા છે. મેં કંઈ છૂપી રીતે ઉપદેશ કર્યો નથી. તેમને પૂછી લેશો તો તમામ માહિતી મળશે.'

જ્યારે જીસસે આ પ્રમાણે જવાબ આપ્યો ત્યારે તેની નજીક ઉભેલા એક અમલદારે તેને એક ધપ્પો માર્યો અને બોલ્યો, 'શું તું આવી રીતે હમારા મુખ્ય ધર્મગુરૂને જવાબ આપે છે ?'

**જીસસે** જવાબ દીધો, 'જો ખોટું કર્યું હોય તો તેનો સાક્ષી તું છેજ; જો મેં સારૂં કર્યું હોય તો શા માટે તું આમ ધપ્પા મારે છે?'

મુખ્ય ધર્મગુરૂએ તેને રાજાના પ્રતિનિધિ **પાઇલેટ** કને મોકલ્યો. દરબારમાં **પાઇલેટે** તપાસ શરૂ કરી. એક વખતે એને લાગ્યું કે તે ઠગારો છે એવો આરોપ ચાલી શકે એમ નથી; તેથી તે તેને છોડી મૂકવાની તૈયારીમાં હતો. પણ પાદરીઓએ તેના કાન ભંભેર્યા; તેથી જીસસને ચાબકે ચાબકે મારવામાં આવ્યા. **સિપાઇઓએ વળી કાંટાનું તાજ બનાવી તેને માથે મૂક્યું. આ સર્વ ઈશુએ સહનશીલતાથી સહન કર્યું.**

જ્યારે ફરી પાછા જીસસને **પાઇલેટ** સમક્ષ રજુ કરવામાં આવ્યા ત્યારે તેણે જીસસને પૂછ્યું, "તું ઇશ્વરનો પુત્ર છે એમ કહેવા માગે છે?" જીસસે મૌન રાખ્યું. પાઇલેટ આથી ગુસ્સે થયો. તેણે કહ્યું, 'તું નથી જાણતો કે હું તને સજા કરી શકું એમ છું?' જીસસે જવાબ દીધો, 'માત્ર ઇશ્વરજ સજા કરી શકે તેમ છે.'

પાઇલેટ આ જવાબથી ગભરાયો. તેને છોડી દેવા વિચાર કરતો હતો એટલામાં યાહુદીઓએ તેને ધમકાવી કહ્યું, "હમે સીઝરને હકીકત રજુ કરીશું. જે માણસ ઇશ્વરનો પુત્ર થવા દાવો કરે તેને મોતની સજા અમારા કાયદા પ્રમાણે થાય છે." પાઇલેટે આખરે બીકના માર્યા જીસસને ખીલે જડી મારવા હુકમ કર્યો. જીસસે એ સજા પણ પૂર્ણ સહનશીલતા બતાવી ભોગવી.

મહાન ધર્મોપદેશકોને અત્યંત દુઃખ ખમવા પડે છે. તેઓ અસાધારણ સહનશીલતા ધારણ કરી પોતાની ફરજ અદા કરી જાય છે. ધન્ય છે જીસસની શાંતિ અને ખામોશીને!

## (૫) આબૉઝિટ.

જે સમયે આબૉઝિટ જીનીવામાં રહેતો, તે દરમ્યાન તેને માથે જે જબરદસ્ત આફ્ત આવી પડી. આવે વખતેજ માણસના મિજાઝ અને ધીરજની પરિક્ષા થાય છે. તે ઘણીક બાબતનો અભ્યાસ કરતો હતો; તેમાં તે વાયુમાપક યંત્ર અને તેના ફેરફારો ઉપર ઘણું ધ્યાન આપતો. વાતાવરણના દબાણની બાબતમાં કયાં કયાં સામાન્ય ધોરણો છે, તે શોધી કાઢવાની તેની મતલબ હતી. આ કામ પાછળ સત્તાવીશ વર્ષ સુધી તેને અનેક અનેક અવલોકન કર્યાં, અને તે કામને અર્થે તૈયાર કરેલા કાગળોમાં તે સર્વેની નોંધ રાખતો.

એક દિવસ તેણે પોતાના ઘરમાં એક નવી ચાકરડી રાખી. તેણે તરતજ પોતાની ઉલટ અને ચાલાકી બતાવવાને માટે સઘળું ઠીકઠાક કરવા માંડયું. બીજા ઓરડાઓની પેઠે આબોઝિટના અભ્યાસ ગૃહને પણ સાફ અને સુઘડ બનાવીને તેણે બધુ રીતસર ગોઠવી દીધું. જેવો તે ઓરડામાં પેઠો કે તરતજ તેણે પેલી ચાકરડીને પૂછયું કે 'વાયુમાપક યંત્રને ફરતો જે કાગળ હતો, તેનું તેં શું કર્યું ?' તેણે જવાબ દીધો, "સાહેબ, તે એવો તો મેલો હતો કે મેં તેને બાળી દીધો, અને તેની જગાએ, જુઓ, આ મેં નવો કાગળ મૂકયો છે." આબોઝિટ તો સ્તબ્ધ થઇ ગયો, અને કેટલીકવાર સુધી મનમાં ને મનમાં પરિતાપ તથા અકળામણ કર્યા પછી શાંત મનથી દૈવાધીન થઈને તે બોલ્યો કે "મારી સત્તાવીશ વર્ષની મહેનતનું ફળ તે નાશ કરી નાંખ્યું. હવે પછી આ ઓરડાની કોઈ પણ વસ્તુને અડતી નહિ !"

---

## (મનનીય સૂત્રો.)

૧. સહનશીલતા એવો ગુણ છે કે જે વડે બડબડ કર્યા વગર દુર્દૈવ સહન કરી શકાય છે, હાય વરાળ કર્યા વગર શરીરની વેદના ખમી શકાય છે, ઠપકો આપ્યા વગર બીજાંએ કરેલી પીડા વેઠી શકાય છે, ચિઢાયા વગર સામાવાળાઓના વેણ સાંખી શકાય છે, અને ટીકા કર્યા વગર બીજાંની ખરાબ ચાલ સહી શકાય છે.

૨. મનની શાંતવૃતિ વગર સંકટમાંથી છૂટવાના ઉપાય સૂઝતા નથી.

૩. જેઓ ભયને વખતે ધીરજ રાખે છે તેઓ પોતાનું મન સ્થિર રાખીને તેમાંથી નીકળી જવાના ઇલાજ લઈ શકે છે.

૪. જેઓ બીજાના કલ્યાણ માટે દુ:ખ સહન કરે છે અને અંતે પ્રાણનો ત્યાગ કરે છે તેઓ ઇશ્વર સમાન છે.

૫. સહન કરવું અને બળવાન થવું એ કેવી ઉમદા વસ્તુ છે તેનો ખ્યાલ કરો.

૬. થવાનુ હોય તે થાય પણ વખત જવાનો અને કલાક પૂરો થવાનો, અને એ રીતે ખરાબ દિવસ પણ વહી જશે.

૭. મુશ્કેલીઓમાંથી પાર ઉતરવું, લાલચો અટકાવવી, દુ:ખ આવી પડે તે સહન કરવાં, આ બધાંથી માણસનું વર્તન બળવાન અને ઉંચા પ્રકારનુ થાય છે.

૮. બીજાંનાં અધમ કાર્ય ભય સિવાય સહન કરવાં તેજ સહનશીલતા.

૯. આપણે જાતે અપમાન સહન કરીને પણ જ્યારે આપણે આપણા બન્ધુઓને દુ:ખમાંથી મુક્ત કરીએ છીએ ત્યારે આપણે બમણું બળ મેળવી શકીએ છીએ.

૧૦. 'જેટલાં પ્રમાણમાં સહન કરવાને માટે ત્યાગવૃત્તિ અંતરમાં રહેલી છે તટલાંજ પ્રમાણમાં હૃદયમાં સ્નેહ છે એમ નક્કી સમજવું.'

# ક્ષમા.



## ( ૧ ) ચીનનો બાદશાહ.

એક સમયે **ચીન** દેશમાં એક બંડ ઉઠયું. બંડખોરો બહુજ ત્રાસ આપવા લાગ્યા. ચીનના બાદશાહે પોતાના દરબારમાં સઘળા સરદારોને બોલાવ્યા અને કહ્યું, "બંડખોરો અમારા શત્રુ છે અને તેનો સમૂળો નાશ કર્યા સિવાય પાછા ફરવું નથી." આ સાંભળી બંડખોરો બીધા અને તેને શરણે આવ્યા, અને પોતાના અપરાધ માટે ક્ષમા માગી. તેઓ સમજી ગયા એટલા માટે બાદશાહે એક મિજબાની તેમને આપવા ઠરાવ કર્યો. આ જોઈ તેના મુખ્ય પ્રધાને બાદશાહને કહ્યું, "સાહેબ, તે દિવસે દરબારમાં તો આપ શત્રુનો સમૂળો નાશ કરવાનું કહેતાં હતા અને આજ આ પ્રમાણે કેમ વર્તો છો ?" બાદશાહે જવાબ આપ્યો, 'જુઓ, હવે તેઓ મારા શત્રુ નથી; તેઓ મારા મિત્ર થઈ ગયા છે. જે હું બોલ્યો તેજ પ્રમાણે અક્ષરઃશ મેં કર્યું છે. હવે જો તેમને મારી નાંખું તો મિત્રઘાત થાય." આ સાંભળી પ્રધાન તો ઠંડોજ થઈ ગયો.



## (૨) એક અરબ બાદશાહ.

**એક અરબે અરબસ્તાન**ના બાદશાહના એક સગાનું ખુન કર્યું. ત્યારબાદ તરતજ તે ખુની બાદશાહ આગળ જાતે હાજર થઈ ગયો. બાદશાહે તેને કઠોર સ્વરે કહ્યું, "તું કેવો નઠોર છે? તેં એક જબરૂં ખુન કર્યું છે, છતાં મારી પાસે આવવાની હિમ્મત કરી રહ્યો છે." ખુનીએ વિનયથી જવાબ આપ્યો કે 'હે શહેનશાહ, મારો ગુન્હો ગમે તેટલો મોટો છે, પણ મને લાગે છે કે આપની ક્ષમા એથી પણ મોટી છે. તેથીજ કોઈથી બીધા સિવાય આપ સમક્ષ હાજર થઈ ગયો છું. પાદશાહ આ જવાબ સાંભળી ખુશ થઈ ગયો અને તેને ક્ષમા આપી.

એક વિશ્વાસુ માણસે પાદશાહને પૂછયું, "આપે શા માટે આવા ખુનીને ક્ષમા બક્ષી? તે જબરો ખુની છે અને તેણે આપના એક સંબંધીનું ખુન કર્યું છે. એના ઉપર તો આપે વેર લેવું જોઇતું હતું. શું તેણે આપને મીઠું બોલી છેતર્યા નથી?"

બાદશાહે જવાબ આપ્યો, 'ના, હું છેતરાયો નથી. મેં વિચાર કર્યો કે જો તેના ઉપર વેર લઉ તો માત્ર મારૂં દિલ ખુશ થશે અને મારો ગુસ્સો નરમ પડશે. પણ જો તેને માફી આપું તો તેનું દિલ ખુશ થશે, અને દુનિયામાં મને આબરૂ મળશે. તેથીજ મેં તેને ક્ષમા આપી છે. મને પૂરી રીતે માહિતી છે કે ક્ષમા બક્ષવામાં જેટલો આનંદ છે તેટલો વેર લેવામાં તો નથીજ."

# (૩) વિદુરજી.

પાંડવોને કૌરવોએ વનવાસ મોકલ્યા હતા. તેમને ત્યાં પણ બને તેટલું કષ્ટ આપવા દુર્યોધન હંમેશાં કોશિશ કરતો. એક દિવસે ધૃતરાષ્ટ્રે પોતાના નાના ભાઈ વિદુરને કૌરવોના પક્ષને મદદ કરવા આગ્રહ કર્યો, અને જે કંઈ અયોગ્ય વર્તન તેના પુત્રો પાંડવો પ્રતિ ચલાવે તેમાં સમંત થવા કહ્યું.

વિદુર ન્યાય અન્યાય સમજી શકતા. તે પોતે સુજ્ઞ અને સંયમી હતા. તેથી જે ત્રાસ કૌરવો પાંડવોને આપતા તેની વિરૂદ્ધ તે હતા. તેથી હિમ્મત રાખી શાંતિથી પોતાના મોટાભાઈ ધૃતરાષ્ટ્રને કહ્યું, "કૌરવોએ પાંડવોની સાથે સુલેહ કરવી અને તેમને જે જે દુ:ખો દીધાં છે તે માટે માફી માંગવી." આ સાંભળતાંજ ધૃતરાષ્ટ્ર તો છંછેડાઈ ગયા અને ક્રોધાયમાન થઈ બોલવા લાગ્યા કે "તું પાંડવોનો પક્ષ કરે છે. તું રાજદ્રોહી થાય છે. તારે તો અમારે પક્ષે રહેવું જોઇએ. તું ખરેખર ઘાતકી હૃદયી છે." આવી રીતે ઘણાં સખ્ત વેણ કહી વિદુરને રાજ્યમાંથી તેણે હાંકી કાઢયો.

હવે વિદુર પાંડવોને જઈ મળ્યા. તે પાંચ ભાઇઓએ તેમને સન્માન આપી આગતાસ્વાગતા કરી. તેઓ તેમને પોતાની સાથે રાખી તેમની સલાહ લઈ હંમેશાં કામ કરવા લાગ્યા.

વિદુરના ગયા પછી ધૃતરાષ્ટ્રનો ક્રોધ ઉતરી ગયો. તેનો સ્વભાવ જ્યારે શાંત થયો ત્યારે તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે "મેં મારા ભાઇને નાહક મેણાં માર્યાં છે. મેં ખરખર તેનું અપમાન કર્યું છે." આ વિચાર આવતાંજ તેને

પોતાના કૃત્ય માટે બહુ પસ્તાવો થવા લાગ્યો. એણે સંજયને બોલાવી કહ્યું, 'ઓ સુજ્ઞ સંજય, વિદુરનું શું થયું હશે? તે જીવતો હશે કે મરણ પામેલો? મેં કંઈ પણ કારણ સિવાય તેનુ અપમાન કર્યું છે. એણે મારો કોઈ રીતે ગુન્હો કર્યોજ નથી. ગમે ત્યાંથી એને શોધી લાવ.' આ સાંભળી સંજય વિદુરની શોધમાં નીકળી પડયા. વનમાં જઈ જુએ છે તો પાંડવો તેમની સેવા કરી રહ્યા છે. ત્યાં જઈ સંજય કહેવા લાગ્યા, "હે વિદુરજી, તમારા મોટાભાઇએ તમને કડવાં વચનો કહ્યાં તેથી તેમને હવે દુઃખ થાય છે. તે તમને પાછા આવવા આગ્રહ કરે છે; માટે ચાલો.'

તરતજ વિદુરજી ઉઠયા અને પોતાના ભત્રીજાઓની રજા લઈ પોતાના જયેષ્ઠ બંધુ પાસે આવી ઉભા રહ્યા અને નમ્રતાથી બોલ્યા; 'હે વડિલ બંધુ, હું તમારી પાસે આતુરતાથી આવ્યો છે. મારા મનમાં હવે તમારા શબ્દોનો ડંખ રહ્યો નથી હે પૂજ્ય બંધુ, હું તે સર્વ ભૂલી ગયો છું અને તે માટે ક્ષમા માગું છું. તમને સુખરહિત જોવા ઉત્સુક હતો અને તમે મને પાછો બોલાવ્યો. એ વાજબી કર્યું છે. પાંડવો દુઃખમા છે તેથી મને તેમના તરફ દયા આવે છે. તે કારણે મેં તમને તેમને ન્યાય આપવા સૂચવેલું."

આ પ્રમાણે નમ્રતાથી બોલી જાણે પોતાના થયેલા અપમાન માટે પોતાને કંઈ લાગ્યુંજ ન હોય તેમ પોતાના ભાઈનો વાંક વિદુર ભૂલી ગયા અને ઉદારતાપૂર્વક તેણે ક્ષમા બતાવી.

---

## (૪) નેપોલિયન

**નેપોલિયન** એક સમયે ફ્રાંસના કિનારે રહી **બુલોનથી** લશ્કર લઈ જઈ ઈંગ્લંડમાં ઉતારવા માંગતો હતો. તેની ભારે તૈયારી ચાલી રહી હતી. આ વખતે તેની સાથે કેદીઓમાં એક યુવાન અંગ્રેજ કેદી હતો. તે છૂપો છૂપો તે કિનારે ફરતો અને તક મળે તો ઈંગ્લંડ નાસી જવા માગતો હતો. એક દિવસ એને એક પીપ પાણીમાં તરતું મળી આવ્યું. તે પીપને તેણે બરાબર હોડી લાયક બનાવી તેને તરાવી સામે પાર ઈંગ્લંડ નાસી જવા મનસુબો કર્યો.

જેવો તે તેમ કરવા જતો હતો કે તરતજ ફ્રેન્ચ ગુપ્તચરોએ તેને પકડયો. તેને **નેપોલિયન** કને લાવવામાં આવ્યો. નેપોલિયને તેને પૂછયું, 'શા માટે નાસી જતો હતો?' તેણે જવાબ આપ્યો, 'મને મારી માને મળવાની તીવ્ર ઈચ્છા થવાથી નાસી છૂટવા માંગતો હતો.' આ શબ્દ સાંભળી નેપોલિયનનો રોષ ઉતરી ગયો અને તે યુવકને તેણે છૂટો કરી ક્ષમા બક્ષી ઈંગ્લંડ મોકલાવી દીધો.

---

## (૫) મામુન

**મામુન** નામના પાદશાહ પાસે એક મઝાનું ઉંચી જાતનું રત્ન હતું. તે કંઈક મોટું હતું, અને તેની ઇચ્છા એક વીંટીમાં તે જડાવવાની હતી. એક સોનીને તેણે બોલાવ્યો અને કહ્યું, "આ રત્ન વીંટીમાં જડી લાવ." સોનીએ વીંટી બનાવી.બીજે દિવસે **મામુને** તેને બોલાવ્યો ત્યારે સોની તેની પાસે ધ્રુજતો ધ્રુજતો આવ્યો. સોનીને તેમ કરવાનું શું કારણ છે તે મામુને જાણવા માગ્યું, ત્યારે તેણે કહ્યું, 'ખુદાવિંદ, આપ ક્ષમા બક્ષો. મહેરબાની કરી મારી જીંદગીની સલામતીની ખાતરી આપો તો ખરી હકીકત કહી દઉં.' મામુને કહ્યું, 'તું સલામત છે. ખરી હકીકત કહે.' સોની બોલ્યો, 'પરવરદિગાર, જેવો હું વીંટીમાં નંગ મૂકી સહેજ બેસાડવા બાજુથી થોકવા લાગ્યો કે તરતજ તેના ચાર કકડા થઈ ગયા.' મામુને શાંતિથી વિચાર કરી કહ્યું, 'જા ત્યારે ચાર વીંટી બનાવી લાવ.'

પોતાનું આવું મોટું નુકસાન થતાં પણ મામુને શાંતિથી જે ક્ષમા બક્ષી તે નોંધલાયક છે.



## ( મનનીય સૂત્રો )

આપણામાં શિક્ષા કરવાની શકિત હોવા છતાં કોઈ નિંદા કરે, અપમાન કરે, તેને શિક્ષા ન કરતાં ક્ષમા આપવી જોઇએ.

૨ ક્ષમા અને દયા એ બેના યોગથી શત્રુ હોય છે તે મિત્ર થાય છે.

૩ કોઈની સાથે કદી લઢાઈ કરવી નહિ, અગર બીજાએ અપકાર કર્યો હોય તોપણ તેનું વેર ન લેતાં ઉલટી તેના પર દયા કરવી.

૪ જે મોટા દિલનું અને સમજુ હોય છે તેજ ક્ષમા બક્ષી શકે છે.

૫ બીજાં માણસોના અપરાધ જો તમે માફ કરશો તો પરમાત્મા તમને પણ માફ કરશે.

૬ ક્ષમા બક્ષવામાં સ્વર્ગીય સુખ મળે છે.

૭ ઉદાર બુદ્ધિ ઘણું સહન કરે છે અને તે ઉપકાર કરે છે.

૮ ક્ષમા આપવી એ દૈવી ગુણ છે.

૯ જેણે ક્રોધ જીતેલો છે તેજ ક્ષમા બક્ષી શકે છે.

૧૦ ક્ષમા એક જબરૂં બળ છે. તે શત્રુને નરમ બનાવી સ્નેહાળ કરે છે, અને મનુષ્યને હર ઘડીયે ઇશ્વર નજીક લઈ જાય છે.

# શરણાંગતની રક્ષા.



## ( ૧ ) રાજા શીબી.

**શીબી** નામે એક રાજા પોતાનો દરબાર ભરી બેઠો હતો તેવામાં એક કબૂતર ઉડતું આવી તેના ખોળામાં બેસી ગયુ. તે બીકનું માર્યું હાંફતું અને ધ્રુજતું હતું. રાજા તેને પંપાળી, તેના પીંછાં ઠીક કરી શાંત કરવા પ્રયત્ન કરવા લાગ્યો. તે પક્ષીને કંઈક કળ વળી; એટલામાં એક બાજ પક્ષી ઉડતું આવી દરબારમાં રાજા સમક્ષ બેઠું. તે બાજને જોઈ કબૂતર ગભરાયું અને ફરી પાછું ધ્રુજવા લાગ્યું. ગભરાટમાં તે માણસની વાચામાં રાજાને કહેવા લાગ્યું કે 'હે રાજા, હું તારા રાજ્યમાં રહુ છું. હું આ પક્ષીથી મારૂં રક્ષણ કરવા તારી કને આવ્યું છું. મારી રક્ષા કરવી તારી ફરજ છે.' તરતજ બાજ પક્ષી મનુષ્યની વાચામાં બોલ્યું, 'હે રાજા, હું પણ તારા રાજયમાં રહુ છું. ઈશ્વરે મારે માટે ખોરાક તરિકે આ કબૂતર નિર્માણ કર્યું છે. તેને મારવું એ મારો તો હક્ક છે."

રાજા આ સાંભળી કહેવા લાગ્યો, "તમે બન્ને ખરૂં કહો છો." પછી તેણે બાજને કહ્યું, "તું કબૂતરને પડતું મૂક; હું તને તે બદલ તારે જે ખોરાક જોઈએ તે આપું." પણ બાજે તો કોઇપણ ખોરાકની ના પાડી અને દુરાગ્રહ આદરી કહ્યું, 'મારે તો આ કબૂતરજ જોઈએ.' આખરે રાજાએ જયારે બહુ કહ્યું ત્યારે તેણે કહ્યું, 'હે રાજા, જો તારા શરીરમાંથી કબૂતરના

વજન જેટલું માંસ આપે તો હું તેને છોડી દઉં.' રાજા તેટલું વજન આપવા તૈયાર થયો. એકદમ વજીરને ત્રાજવાં અને છરી મંગાવવા હુકમ કર્યો. જ્યારે ત્રાજવાં અને છરી આવ્યાં ત્યારે એક પલ્લામાં રાજાએ કબૂતર મૂક્યું અને પોતાની જાંગ કાપી બીજા પલ્લામાં માંસ મૂક્યું. કબૂતર તો એથી વિશેષ ભારે લાગ્યું એટલે રાજાએ એક બીજો કકડો કાપી પલ્લામાં મૂક્યો. હજુ કબૂતર ભારે જણાયું એટલે ત્રીજો કકડો કાપી પલ્લામાં મૂક્યો. હજુ પણ કબૂતર ભારે માલૂમ પડયું એટલે રાજાએ પોતાનું આખું શરીર પલ્લામાં મૂક્યું. એમ થતાંની સાથેજ કબૂતર અને બાજ અલોપ થઇ ગયાં અને તેમને બદલે ઇંદ્ર અને અગ્નિ દેવ દેખાયાં. શરણાંગતની રક્ષા પોતાના દેહના જોખમે પણ તે રાજા કરવા ઉત્સુક છે એ જોઇ તેઓ બહુ આનંદ પામ્યા અને રાજાનુ શરીર જેવું હતું તેવું પાછું તેમના પ્રતાપે થઇ ગયું. તે દેવોએ રાજાને આશિરવાદ આપી કહ્યું, "હે રાજા, તને અનંત કાળ સુધી તારી રૈયત યાદ કરશે."

---

## ( ૨ ) એક મૂર.

આફ્રીકાના મોરોક્કો દેશમાં રહેનારા મૂર નામે ઓળખાય છે. તેઓએ સ્પેનનો કેટલોક ભાગ તાબે કરી લીધો હતો. તે દરમ્યાન એવું બન્યુ કે એક સ્પેનિયર્ડે ગુસ્સામાં એક મૂરનું ખુન કર્યું. હવે તે ખુનીએ જાણ્યું કે મારે નાસી જવા સિવાય છૂટકો નથી, તેથી તે નાસતો નાસતો એક બગીચા આગળ આવી પહોંચ્યો, અને તેનો માલિક કે જે પણ મૂર હતો તેને તેનું રક્ષણ કરવા અરજ કરી. તે મૂરે તેની ખાતરી કરવા એક ફળ ખાવા આપ્યું, કારણ કે મૂર લોકોનો એવો ધારો છે કે જેણે પોતાને ત્યાં ખાધું તેનાથી કંઈ અંતર રાખવો નહિ. પછી તે સ્પેનિયર્ડને પોતાની ઝુંપડીમાં લઈ જઈ તાળું મારી તે બહાર આવ્યો; પણ તે પહેલાં તેને કહેતો આવ્યો કે "સાંજ પડતાંજ તને હું કોઈ નિર્ભય સ્થાને મોકલવા તજવીજ કરીશ."

હવે જ્યારે મૂર બહાર આવ્યો ત્યારે તેણે શબની સાથે કેટલાંક રડતાં કકળતાં છોકરાં અને સ્ત્રીઓ જોઇ, અને જોયું તો માલૂમ પડયું કે પોતાના છોકરાંનુંજ ખુન થયું હતું. વધુ વિચાર કરતાં તે સમજી ગયો કે જે સ્પેનિયર્ડને મેં અભય વચન આપ્યું છે તેજ એનો ખુની છે. તેથી પોતાના મનમાં તેને પુષ્કળ માઠું લાગ્યુ. પણ લાચાર! તેનું રક્ષણ કરવા તેણે વચન આપ્યુ હતું. તેથી સાંજ પડતાં એક જલદ ઘોડો ઝુંપડી આગળ લઇ જઈ બારણું ઉઘાડીને તેણે તે સ્પેનિયર્ડને કહ્યું, 'તેં મારા છોકરાનું ખુન કર્યું છે; તેથી મારે તને યોગ્ય શિક્ષા કરવી જોઇએ. પણ હું તને અભય વચન આપી ચૂકયો છું, એટલે મારૂં વચન ભંગ કરતો નથી. પણ તું અહીંથી હમણાંજ તાબડતોબ ચાલી નીકળ અને ઘોડેસ્વાર થઈ જા; એટલે સહવાર પડતાં તો તું કોઈ નિર્ભય સ્થળે પહોંચી જઈશ.'

શાબાશ! મૂર! વેર લેવાનુ દબાવી દઈ તું દુશ્મનની રક્ષા કરે છે એ ખરેખર સ્તુતિપાત્ર છે.

## ( ૩ ) પરમાર રજપૂતો.

જ્યારે **અલાઉદ્દીન દિલ્હીની** ગાદી ઉપર રાજ્ય કરતો હતો ત્યારે ગુજરાતમાં કેટલીક રજપૂતોની જાત હતી. તેમના સરદાર અમદાવાદના સુલતાનને ખંડણી ભરતા.

પરમાર રજપૂતોના વતન સિંધ દેશમાં ભારે દુકાળ પડયો. તેઓ પોતાના સરદાર **મુજ્જુ** સાથે ગુજરાતમાં ઉતરી આવ્યા. આ વખતે **ચાવડા વંશનો** એક રજપૂત સરદાર શિકારે નીકળ્યો હતો. તેણે એક તિતિર પક્ષીને ઘાયલ કર્યું. તે પક્ષી જ્યાં પરમાર રજપૂતોએ મુકામ કર્યો હતો ત્યાં જઈ પડયુ. ચાવડા રજપૂત ત્યાં ગયા અને ઘાયલ થયેલા પક્ષીની માગણી કરી. પરમાર રજપૂતોએ કહ્યું, "આ પક્ષી અમારે શરણે આવ્યું છે; એટલે અમારાથી તમને તે ન અપાય." આ ઉપરથી ચાવડા વંશનો સરદાર પોતાની ટોળી લાવ્યો અને પરમારો સાથે ભારે જંગ મચાવ્યો. બન્ને પક્ષના ઘણા માણસો માર્યા ગયા. આખરે ચાવડા હાર્યા.

પરમારોના ઘણા માણસો માર્યા ગયા પણ શરણાગત પક્ષીને તેઓએ પાછું તો નજ આપ્યું.

## (૪) એક મજૂર.

એક દિવસ એક માણસ **માંચેસ્ટર**ના કારખાનામાં મજુર તરિકે રોકાયો. તે નિયમસર કામ કરનાર હતો. તેજ કારખાનામાં **થોમસ રાઇટ** નામનો માણસ હતો. તેના હાથ નીચે તેને કામ કરવાનું હતું. એક દિવસ ઉપરીઓએ રાઇટને પૂછયું, 'તમે આ મજુરને ઓળખો છો ?' રાઇટે બીજે દિવસે તપાસ કરી કહેવા કહ્યું. તેણે તે મજુરને બોલાવ્યો, અને પૂછયુ, 'તમે કયે સ્થળે છેલ્લી નોકરી કરી હતી ?'

તે માણસે જવાબ દીધો, "પરદેશમાં." ઘણા સવાલ આગ્રહપૂર્વક પૂછયા બાદ તેને જણાયુ કે તે એક મુક્ત થયેલો કેદી હતો. તે મજુરે ત્યાર બાદ કહ્યું, 'મને કાઢી મૂકશો નહિ, હું તમારે શરણે છું. હું સુધરવા માગું છું અને અસલની ખરાબ સોબત નાપસંદ કરૂં છું"

બીજે દિને રાઇટે શેઠને ખરી હકીકત કહી અને કહ્યું 'એને કાંઢી ન મૂકશો. હું એની સારી વર્તણુકનો જામીન થાઉંછું.'

બીજે દિવસથી પેલો નોકર કામે આવ્યોજ નહિ એ જાણી રાઇટ તો અચંબો પામ્યો. પેલા નોકરને તો કાઢી મૂકવાનો હુકમ મળ્યો હતો એટલે તે તો પોતાનું જે કંઈ હતું તે લઈ નિરાશ થઈ બીજે સ્થળે જવા નીકળી પડયો હતો.

રાઇટે ઓફિસમાં તપાસ કરી તો માલૂમ પડયું કે શેઠની સાથે વાતચિત થયા બાદ તેનો હુકમ ભૂલથી ખેંચી લેવાયો ન હતો. તરતજ તે હુકમ રદ કર્યો અને નોકરીનો હુકમ લઈ રાઇટ તેની તપાસ માટે જે દિશાએ તે ગયો હતો તે તરફ નીકળી પડયો. રસ્તે જતાં થોડા માઈલે તે મજુરને દિલગીરીમાં બેઠેલો જોયો. તે તેની પાસે જઈ પહોંચ્યો. તેને ઉત્સાહ આપી પેલો હુકમ બતાવી પાછો માંચેસ્ટર તે તેને લાવ્યો. ત્યાં તેણે બહુ સારૂ કામ કરી બતાવ્યું અને કદી પણ ખોટી વર્તણુક બતાવેલી નહોતી.

શરણે આવેલા ખરાબ માણસને પણ સુધરવાની તક અપાય તો તે સુધરી જાય છે.

## (૫) રાજસિંહ.

જ્યારે ઔરંગઝેબ દિલ્હીની ગાદી ઉપર હતો ત્યારે તેણે રૂપનગરની રાજકુંવરીની ખુબસુરતી વિષે સમાચાર મળ્યા. તેને તે લાવણ્યવતી કુંવરીને પરણવાની ઇચ્છા થઈ તે કારણે થોડાક ઘોડેસ્વારની ટુકડીને તેને દિલ્હી લાવવા તેણે મોકલી.

જ્યારે રાજકુવરીને આ વિષે ખબર પડી ત્યારે તેને દિલ્હીપતિ તરફ ઘૃણા થઈ આવી. તે જેટલી લાવણ્યવતી હતી તેટલીજ શુરવીર હતી. તેને પોતાના કૂળના ગૌરવનું અભિમાન હતું. તે પોતાને ઔરંગઝેબના હાથમાં સપડાઈ કલંકિત કરવા માગતી નહોતી. પણ રૂપનગરમા તેનો બચાવ આવા મહાન પાદશાહ સામે થઈ શકે તેમ ન હતું. તે કુંવરી મેવાડના રાજા રાજસિંહને ચહાતી હતી. તે વીર પુરૂષ હતો, અને સદાચારથી જીવન ગુજારતો હતો. તેણે તથી તેની મદદ મેળવવા વિચાર કરી એક સંદેશો મોકલી કહેવડાવ્યુ કે, 'શું તમે એક રજપૂત કુંવરીનુ તેની આફતમાં રક્ષણ નહિ કરો ? શું તેના કૂળને કલંકિત થવા દેશો ? એક રજપૂત કુંવરીને એક મુસલમાન ના હાથમાં સપડાતા પહેલાં બચાવ કરવા તૈયાર નહિ થશો ?'

રાજસિંહ મેવાડનો રાજા હતો અને તેની નસોમાં રજપૂત લોહી વહી રહ્યું હતું. તેનમાં મરદાઈ તરી રહી હતી. જો કે ઔરંગઝેબે તે સમયે ઘણા રજપૂતોને ઝેર કર્યા હતા અને તે એક બળવાન પાદશાહ હતો, છતાં રાજસિંહ એક રજપૂત કુંવરીનો બચાવ કરવા તૈયાર થયો તેણે એક સૈન્ય તૈયાર કરી રૂપનગર મોકલ્યું. મોગલ લશ્કરની સાથે ભારે સંગ્રામ થયુ. રજપૂતો મોગલો સાથે બહાદુરીથી લડયા અને તેમનો પરાજય કર્યો અને રાજકુંવરીને રૂપનગરથી તેઓ મેવાડ લાવ્યા. આ પ્રમાણે રાજસિંહે જોખમો ખેડતાં પણ એક અબળાનું રક્ષણ કર્યું.

## (મનનીય સૂત્રો)

૧. જે કોઇ વખાનો માર્યો આપણી રક્ષા શોધે તેને બચાવવો એ આપણી મુખ્ય ફરજ છે.

૨. દુઃખી જનની રક્ષા કરવાનો ઉત્સાહ અતિ બળિષ્ઠ સામર્થ્ય પ્રેરે છે.

૩. પીડામાં સપડાયેલા માણસની પીડા દૂર કરવામાં જેટલો આનંદ છે તેટલો બીજે કયાંયે નથી.

૪. માથુ જતાં પણ શરણે આવેલાં મનુષ્યને તેના દુશ્મનને ન સોંપશો.

૫ દુઃખિયાનું રક્ષણ કરો તો ઈશ્વર પોતાની સમીપમાં તમને ખેંચશે.

૬. નિર્બળને સહાય આપવી, મિત્ર વગરનાના મિત્ર બનવું એમાંયે અજબ લહેજત રહી છે.

૭. જ્યારે કોઈ આધાર ન હોય ત્યારેજ માણસ બીજાને શરણે જાય છે. તેવી લાચાર અવસ્થામાં સુજ્ઞ માણસે તેને મદદ આપવીજ જોઇએ.

૮. નિરાધારને જ્યારે આધાર મળે છે ત્યારે તેને અલૌકિક સંતોષ મળે છે. તે પ્રસંગ મળ્યે પોતાની વફાદારી બતાવવા પાછો હઠતો નથી.

૯. હરેક મનુષ્ય પોતાના બાહુબળ ઉપર આધાર રાખે છે. છતાં, અમુક સંજોગોમાં લાચાર બની જાય છે. જ્યારે પૂર ઉમેદથી તે આફત સામે અન્યની મદદ માગે ત્યારે કયો દુષ્ટ આદમી તે આપવા ના પાડે ?

૧૦. કોઈના દુઃખમાં સહાય આપવી એ તો મનુષ્યની ફરજ છે.

# નિમકહલાલી.



## ( ૧ ) બામણી.

ઈ. સ. ૧૮૫૭માં હિંદુસ્તાનમાં બળવો જાગ્યો. તે વખતે અયોધ્યામાં દેશી સિપાઇઓએ બંડ જગાવ્યું. ત્યાં લશ્કરી નોકરીમાં એક અંગ્રેજ ડોકટર હતો. અંગ્રેજ લોકોના મકાનો સિપાઇઓ બાળી નાંખતાં હતાં. ડોકટરને પોતાનો બંગલો બાળી નાંખવામાં આવશે એવો ભય હતો. તેથી તેણે પોતાની મડમ અને ત્રણ છોકરાંને સહીસલામતી માટે લખનૌ મોકલાવી દીધાં, અને પોતે જ્યાં બીજા અંગ્રેજો એકઠા થયા હતા. ત્યાં બંગલો છોડી જતો રહ્યો.

હવે બંગલામાં એક બામણી નામની નોકરડી રહી હતી. તેણે બંગલામાંથી પોતાના સાહેબ, મડમનું ઝરઝવેરાત કાઢી એકઠું કર્યું, અને તેની પોટલી બાંધી કોઈ જાણે નહિ તેમ લઈ બંગલો છોડી જતી રહી.

તેના ગયા બાદ થોડાજ સમયમાં તે બંગલો બંડખોરોએ બાળી નાંખ્યો.

જો તે બામણી દાગીના પચાવી પડવા માગતી હોત તો તેમ કરી શકત. સૌ કોઈ એમજ માનત કે દાગીના બંગલામાં બળી જવાથી નાશ પામ્યા હશે; પણ તે જો કે નોકરડી હતી છતાં ઉચ્ચ વિચાર ધરાવતી હતી. કોઇપણ રીતે પોતાના મડમ સાહેબને

તે બેવફા થવા માંગતી નહોતી. ઉલટું તેણે એક ફલાલિનના કકડામાં સર્વે દાગીના મૂકી, પોટલી બાંધીને પોતાના ઘરમાં જમીનમાં દાટી દીધાં હતાં.

જ્યારે બળવો શાંત પડયો ત્યારે પેલો સાહેબ એક બીજી ટુકડીમાં ડોકટર તરીકે લખનૌ ગયો. જ્યારે પેલી નોકર બાઈને ખબર પડી કે પોતાનાં શેઠ શેઠાણી લખનૌમાં છે ત્યારે એક દિવસ તે પેલા દાગીના જમીનમાંથી કાઢી તેમને બંગલે ગઈ અને તેમનાં મોં આગળ તે મૂકયાં. આ જોઈ તેના સાહેબ મડમ ખુશખુશાલ થઈ ગયાં અને તેની વફાદારીની કદરમાં તેનો પગાર બમણો કરી દીધો અને તેના તરફ બહુ પ્રેમથી વર્તવા લાગ્યો.

આવી નિમકહલાલીની સામાના મન ઉપર કેવી અસર થાય છે તે આ દ્રષ્ટાંતથી જોઈ શકાશે.

---

## ( ૨ ) એક મરાઠા મજૂર.

એક સમયે શિવાજી પર્વતમય જંગલમાં થઇ એકલા મુસાફરી કરતા હતા. તે વખતે એક વ્યાઘ્ર પાસેની ઝાડીમાંથી બહાર નીકળી આવી તેમના ઉપર હુમલો કરવાની તૈયારી કરી રહ્યો. આ દેખાવ તે પર્વત ઉપરથી નીચે ઉતરતા એક મજૂરે જોયો. તેણે જોયું કે પોતાના મહારાજા ઉપર વાઘ એકદમ તરાપ મારવા તૈયાર છે; તેથી, તેનો જાન બચાવવા તેણે એકદમ પોતાના હાથમાં વાઘનખ (લોખંડના બનાવેલા) ઘાલી દીધા અને તે વાઘ તરફ ધસ્યો. વાઘ હુમલો કરી શકે તે પહેલાં તો તે મજૂરે તે ક્રૂર પ્રાણીની બન્ને આંખો વાઘ નખથી ફોડી નાંખી. આથી વાઘ વિકરાળ બન્યો અને તેણે એક છલંગ મારી; પણ હવે તે શત્રુને જોઇ શકતો નહોતો એટલે એક ઝાડના થડ સાથે અથડાઇ તે ત્યાંજ પટકાયો. તરતજ પેલા મજૂરે ધસી આવી વાઘનખ તેના પેટમાં ઘાલી દીધા અને તેના આંતરડાં બહાર કાઢી નાંખ્યાં વાઘ મરણ પામ્યો. શિવાજી આ બનાવ જોઇ અચંબો પામ્યા. તે મજૂરે વફાદારી પોતાના જીવને જોખમે બતાવી તેથી શિવાજીએ તેને પોતાના લશ્કરમાં દાખલ કર્યો.

## ( ૩ ) પન્ના.

**ચિતોડ** રજપૂતાનામાં આવ્યું છે. ત્યાં **સંગ** નામના પરાક્રમી રાણાની આણ ફરતી હતી. તે **સંગને** એક **ઉદેસીંગ** નામનો નાનો છોકરો હતો. તે છોકરા માટે એક રજપૂત ધાવ રાખવામાં આવી હતી. તેનું નામ **પન્ના** હતું, અને તેનું કામ તેને ઉછેરી મોટો કરવાનું હતું.

સંગના મરણ બાદ તેના ભાઈ **પૃથ્વીરાજ**ના છોકરા **વનવીરને** ચિતોડની ગાદી પોતાના નાના પિતરાઈ **ઉદેસીંગને** મારી નાંખી પચાવી પડવાનું મન થયુ. આ વિચારની ખબર ઉદેસીંગની ધાવને પડી તેથી એકદમ પોતાના રાજાના કુંવરનું રક્ષણ કેવી રીતે કરવું તેના વિચારમાં પડી. તરતજ તેને રસ્તો સૂઝી આવ્યો. **પન્નાએ** એક હજામને બોલાવ્યો. ઉદેસીંગને એક કંડીયામાં મૂકી, પાતરાં ઉપર ઢાંકી, પેલા હજામને ગામ બહાર લઈ જવા સૂચના કરી. હજામ ચૂપકીથી તે કંડીયાને લઈ **ચિતોડ** બહાર નીકળી ગયો.

હવે તેજ રાત્રે **વનવીર** ઉદેસીંગની શોધમાં રણવાસમાં આવ્યો. ત્યાં ધાવને પૂછ્યું, "બાળક ઉદેસીંગ કયાં છે? બતાવ તેને." ધાવનો પોતાનો છોકરો દૂર સૂતો હતો. તેને બતાવી પન્નાએ કહ્યું, "પેલો રહ્યો ઉદેસીંગ." **વનવીર** આવેશમાં તે કોણ છે તેની તપાસ કર્યા વગર તે છોકરા તરફ ધસ્યો અને તેને મારી નાંખ્યો. આખા રણવાસમાં ઉદેસીંગને મારી નાખવાના સમાચાર ફેલાઈ ગયા અને સર્વ સ્થળે શોક પ્રસરી રહ્યો.

આ સમયે રાત્રે પન્ના ચિતોડ બહાર નીકળી ગઈ. ત્યાંથી થોડેક ગાઉ દૂર હજામને બાળકુંવર સાથે સંકેત કરેલે સ્થળે

ઉભેલો જોયો. ત્યાંથી ઉદેસીંગને લઈ તે દેવલાના રાજા કને ગઇ. દેવલાના રાજાને વનવીરની દહેશત લાગી એટલે તેમને ડુંગરપુરના રાવળ પાસે તેમને લઈ ગયો. વનવીર સાથે બાથભીડી નહિ શકાય એવા વિચારથી તેણે બાળકુંવરને કોમળમેરના સુબાને સોંપી આવવાની સલાહ આપી. પન્ના ત્યાંથી કોમળમેર આવી.

કોમળમેરમાં સંગનો મિત્ર અને વફાદાર નોકર આશાશાહ સુબો હતો. પન્નાએ રાજપુત્રને તેના મોં આગળ મૂકયો, અને સર્વ હકીકત અથથી ઇતિ સુધી કહી. આશાશાહના મગજમાં ભાંજગડ થવા માંડી; એટલામાં તેની માએ તેને હિમ્મત આપી કહ્યું, "કંઈ હરકત નહિ. આપણા રાજાનો કુંવર છે. આપણાં છોકરાં સાથે તે મોટો થઈ જશે અને કોઇને કંઈ શક નહિ પડે. આ જ સમય નિમકહલાલી દાખવવાનો છે. તે બતાવતાં ભય અને સંકટનો ખ્યાલ કરવો એ વાજબી નથી." આમ હિમ્મત મળવાથી આશાશાહે તે બાળકુંવરને પોતાના ઘરમાં સોંપી દીધો. શ્રાવકને ત્યાં રજપૂતાણી ધાવ હોય તો શક પડે તેથી પન્નાને રજા આપી.

આ ઉપરથી તમે જોઈ શકશો કે પન્નાએ પોતાના વહાલા છોકરાનો જાન પોતાના રાજકુંવરને બચાવવા આપ્યો. કેટલો મોટો ભોગ ! આવો ભોગ કોણ આપી શકે એમ છે ? ઉપરાંત, તે રાજકુંવરની સલામતી માટે કેટલા ગાઉ તેને રખડવું રઝળવું પડયુ તેનો કંઇક ખ્યાલ કરો. ખરે ! એક સાધારણ રજપૂત બાઇએ આપણી સમક્ષ નિમકહલાલીનું કેવું સચોટ ઉદાહરણ મૂકયું છે.

## (૪) બાજી પ્રભુ

એક વખત ઔરંગઝેબે **સીદીજોહર** અને **અબુલફજલને** શિવાજીને પકડી લાવવાનું કામ સોંપ્યું. **સીદીજોહર** ઘણો શૂરવીર અને યુદ્ધમાં નિપુણ હતો. લડાઈમાં પીઠ તે કદી પણ બતાવતો નહિ. અબુલફઝલના પિતાને શિવાજીએ મારી નાંખ્યો હતો એટલે તે એના ઉપર વેર લેવા માંગતો હતો.

જે સમયે આ બન્ને સરદારો લશ્કર લઈ કૂચ કરવા લાગ્યા ત્યારે તેમને ખબર પડી કે શિવાજી પન્હાલગઢમાં છે. તેઓ ત્યાં જઈ પહોંચ્યા અને ગઢની આસપાસ લશ્કર ગોઠવી દીધું. શિવાજીને ખબર પડી કે મોગલ સૈન્યે કિલ્લાને ઘેરો ઘાલ્યો છે. તેની ખાતરી હતી કે મોગલ લોકો કિલ્લામાં કદી પણ દાખલ થવા નહિ પામે. પણ જ્યાં સુધી તે કિલ્લા બહાર જાય નહિ ત્યાં સુધી તેમને હરાવી શકાય તેમ નહોતું. આ બાબતમાં શું કરવું તે વિષે વિચાર કરવા તેણે પોતાના વિશ્વાસુ સરદારોને બોલાવ્યા. આખરે એમ નક્કી થયુ કે શિવાજી મહારાજે રાંગણાના કિલ્લામાં જતા રહેવું અને ત્યાંથી લશ્કર લાવી મોગલોને ઘેરો ઉઠાવવા ફરજ પાડવી. આ મુજબ શિવાજી પોતાના એક સરદાર બાજીપ્રભુને લઈ થોડા માણસો સહિત કિલ્લા બહાર નીકળ્યા.

**સીદીજોહર** રાત્રે પણ જાગતો રહેતો. એણે મરાઠાઓના કેટલાક માણુસ કિલ્લો છોડતા જોયા; એટલે તે પોતાના માણસો સહિત તેમની પૂંઠે પડયો. હવે કામ બહુ મુશ્કેલી ભર્યુ હતું. મોગલો સંખ્યામાં વધારે હતા; તેથી તેમની સાથે લડવું પાલવે તેમ નહોતું. **બાજીપ્રભુએ** તેથી શિવાજીને કહ્યું, “મહારાજ, આપ થોડાં માણુસ લઈ **રાંગણુના** કિલ્લામાં પધારો. હું આ ઘાટીમાં આ

સૈન્યને રોકી રાખીશ. જ્યાં સુધી મારામાં જીવ છે ત્યાં સુધી હું મોગલોને એક ડગલું પણ આગળ વધવા દઈશ નહિ. આપ સત્વર પધારો. દરેક પળ જાય છે તે યુગ બરાબર છે." શિવાજીએ જવાબ દીધો, "બાજી, મારાથી તેમ કરી શકાય નહિ. તમે મારે માટે અહીં મરો અને હું મારો જીવ બચાવવા તમને છોડી જતો રહું એ ઘણું હલકું કામ છે. આપણે અહીંજ લડીશું." આ સાંભળી બાજીએ શિવાજીના ચરણ પકડી કહ્યું, "હમે મરીશું તેની આપે ફીકર ન રાખવી. **સોનો પાળનાર ન મરવો જોઇએ.** આપ હશો તો સૌ સારાંવાનાં છે. એકદમ રાંગણા તરફ સીધાવો. દુશ્મન નજીક આવી લાગ્યા છે." શિવાજીએ લાચાર થઈ કહ્યું, "હું જાઉં છું. ત્યાં સહીસલામત પહોંચીશ ત્યાર બાદ તોપના પાંચ ધડાકા કરીશ. હું ત્યાંથી લશ્કર લઈ આવી પહોચું છું."

શિવાજી ગયા બાદ પોતાના માણસોને પ્રોત્સાહન આપી બાજીપ્રભુએ તેમને ઘાટીમાં ખડા કરી દીધા. તે બધાએ મરણીયા થઈ લડવાનો નિશ્ચય કર્યો હતો. જ્યારે મોગલો આવી લાગ્યા ત્યારે ભારે યુદ્ધ થયુ. મરાઠાઓ વીરતાથી લડયા. બાજીનો જમણો હાથ કપાયો અને શરીરે પંદર વીશ જખમો પણ થયા. લડાઈ ત્રણ કલાક ચાલી પણ તે દરમ્યાન શિવાજી તરફથી કંઈ સંદેશો ન આવ્યો તેથી બાજીને ફિકર થવા લાગી. એટલામાં તોપના ધડાકા સંભળાયા. તરતજ બાજીથી બોલાઈ ગયું કે 'મહારાજા સહીસલામત પહોંચી ગયા છે. હવે કંઇ ફિકર નહિ.' આટલું બોલી તેનો જીવ ખોળીઉં છોડી જતો રહ્યો.

**સીદીજોહર** આવી સ્વામિભક્તિ જોઇ તાજુબ પામ્યો અને તેના વખાણ કરવા લાગ્યો. તેણે મોગલ લશ્કર પાછું વાળ્યું.

## (૫) ભામાશાહ

**મેવાડનું** રાજ્ય કબજે કરવા મુસલમાન રાજાઓએ ઘણા હુમલા કર્યા હતા. ત્યાં **પ્રતાપસિંહ** નામે રાજા રાજ્ય કરતો હતો. મુસલમાનોના હુમલા સામે પ્રતાપસિંહ ઘણો સમય ટકાવ કરી શકયો. પણ હવે તેમ થાય એમ નહોતું. તેના રાજ્યનગર ચિતોડમાં તેના ઘણાં માણસો, સંબંધીઓ માર્યા ગયા હતા. નહતો હવે તેની પાસે પૈસો, કે નહતા તેની સાથે હવે શૂરા સામંતો. તેને ખાવાપીવાના પણ સાંસા પડવા લાગ્યા અને દરેક પળે પોતાનાં બૈરાંછોકરાંની સલામતી જોખમમાં હતી. આ કારણે તેણે મેવાડ છોડી સિંધ જવા વિચાર કર્યો અને તે વિચાર તરતજ અમલમાં મૂકયો.

મેવાડ છોડયા બાદ **ભામાશાહને** તે વિષે ખબર પડી. **ભામાશાહ** પાસે ઠીક પૈસો હતો. તેણે વિચાર કર્યો, "મારા રાજા કેવા સંકટમાં સપડાઇ ગયા છે! હું તેને કંઈક મદદ કરી શકું તેમ છું. આ પૈસો ટકો શા કામનો? હું તે સર્વસ્વ મારા રાજાને લીધેજ પ્રાપ્ત કરી શકયો છું. ધિક્કાર હો મને જો હું તે વડે મારા રાજાની થોડીક સેવા ન બજાવું તો!" એમ વિચાર કરી તેણે પોતાના રાજાની શોધમાં સિંધ તરફ જવા માંડયું. લાંબી મુસાફરી બાદ તે પોતાના રાજા કને જઇ પહોંચ્યો અને તેને ભેટી પડયો. તે ગળગળો થઈ ગયો અને બોલ્યો, "રાણાસાહેબ, આપ શા માટે મેવાડ છોડો છો?"

પ્રતાપસિંહે ઉત્તર વાળ્યો, 'મારી કને હવે મેવાડના રક્ષણ માટે કંઈ સાધન નથી. હવે મારી ઇજ્જત જોખમમાં છે

તેથીજ મેં રાજ્ય છોડી દીધું છે. આ દુનિયા વિશાળ છે. મારે હવે કોઈ યોગ્ય સ્થળે જતા રહેવું જોઇએ.'

ભામાશાહે તરતજ કહ્યું, "મારા રાણાજી, જે કંઈ સાધન મારી પાસે છે તે તમારે ચરણે મૂકું છું. હું આપની મદદ-થીજ થોડોક પૈસો મેળવી શકયો છું તે આપને હવાલે લઈ, મેવાડ માતાની ઇજ્જત બચાવવા ઉપયોગ કરો. આપનું અન્ન પાણી મેં ખાધું પીધું છે. જો મારા બાહુમાં આ વૃદ્ધાવસ્થાયે બળ હોત તો તે વડે પણ હું આપની સેવા કરત. તેમ નથી થઇ શકતું, તો હવે આ અલ્પ ખજાનો તમે સ્વીકારી પાછા ફરી, આપણા દેશની લાજ રાખો."

પ્રતાપસિંહ આથી મેવાડ જવા લલચાયો. કહે છે કે પચ્ચીસ હજાર માણસના લશ્કરનું બાર વરસ સુધી ખર્ચ નીકળે એટલો પૈસો ભામાશાહે તેને સોંપી દીધો.

અહા! કેવી વફાદારી! કેવી સ્વદેશપ્રીતિ! અજબ દેશભકિત!

---

## ( મનનીય સૂત્રો. )

૧. આપણા કાર્યમાં આપણે ભલા અને નિમકહલાલ સેવક બનવું જોઇએ.

૨. આપણા શેઠનું લૂણ હંમેશાં હલાલ કરવું. આપણા માતાપિતા પ્રત્યે હંમેશાં વફાદારી રાખવી.

૩. નિમકહલાલી એક મોટામાં મોટો સદ્ગુણ છે. તેમાં સત્ય, સંયમ અને પ્રેમનો વિકાસ થાય છે.

૪. જે માણુસ નિમકહલાલ રહે છે તેને અત્યાનંદ થાય છે. જેને તમે વફાદાર રહો છો તે તમારો સંપૂર્ણ વિશ્વાસ કરે છે.

૫. ભયંકર આફતોમાં નિમકહલાલી દર્શાવતાં પાછા ન હઠશો. તમારૂં શ્રેય તેમાંજ છે.

૬. કોઇએ તમારી સહેજ પણ સેવા કરી હોય તે કદી પણ ભૂલશો નહિ.

૭. નિમકહલાલ માણસનું સ્થાન જગતમાં ઉચ્ચ છે, તેની કીર્તિ જવલંત છે, તે સમાજને ભૂષણરૂપ છે.

૮. નિમકહલાલ માણુસ વશીકરણરૂપ છે. તે સર્વનાં મન જીતી લે છે.

૯. કોઇને વફાદારી બતાવતાં તમારી જીંદગી અર્પણ કરવી પડે તોયે ફીકર નહિ. તેમ કરતાં તમે દુનિયામાં અમ્મર વારસો મૂકી જશો.

૧૦. આપણે આપણી જાતને, આપણા દેશને, આપણા રાજાને, આપણા ધર્મને અને મહાન પ્રભુને વફાદાર રહેવું જોઇએ.

---